સુબોધ ગ્રંથાવલિ : પુષ્પ ૪ થું

# ભાભીની બંગડીઓ

## અને બીજી વાતો

: લેખક :

શ્રી યશવંત ગોપાળ જોશી

•

: અનુવાદક :

ગોપાળરાવ કુલકર્ણી

•



ધી જ્યોતિ કાર્યાલય લીમીટેડ

અમદાવાદ અને મુંબઈ

ઉચ્ચ આદર્શોને જીવનમાં ઉતારવા મથતા

**ભાઇશ્રી ત્રિભુવન ગોવિંદજી શાહ**

તથા

**તેમનાં ધર્મપત્ની અ. સૌ. ચંચળબેનને**

સમર્પણ



નહીં હોતા હૈ મોહતાજે
નુમાયશ ફૈજ શબનમકા,
અંધેરી રાતમેં મોતી,
લૂટા જાતી હૈ ગુલશનમેં.



દર્દ-દિલ કુછ કહા નહીં જાતા,
હાય, ચૂપ ભી રહા નહીં જાતા.





મહારાષ્ટ્રના સુપ્રસિદ્ધ વાર્તાલેખક

**શ્રી યશવંત ગોપાળ જોશી**

# શ્રી ય. ગો. જોશી

## [ લેખકનો ટૂંક પરિચય ]

ઈ. સ. ૧૯૦૧ ની સાલના છેલ્લા ભાગમાં મરાઠી વાચકવર્ગ શ્રીયુત હરિનારાયણ આપ્ટેના સાહિત્ય વૈભવની પ્રશાન્ત શોભા જોતો હતો. લોકમાન્ય ટિળકે રુદ્રની જેમ ઊભા કરેલા રાજકીય આંદોલનમાં તન્મયતાથી ભાગ લેતો હતો; કેશવસુતની "તુતારી" ના સ્ફુર્તિદાયક આલાપ સાંભળતો હતો —એવે વખતે પૂના જિલ્લાના ઈન્દ્રાપુર તાલુકામાં ડિકશાળ જેવા નાનકડા ગામમાં તા. ૧૨-૧૨-૧૯૦૧ ને રોજ એક વ્યક્તિનો જન્મ થયો છે, એ વાતની કોઈને પણ ખબર નહિ હોય. તે વ્યક્તિ ત્રીસ ચાલીસ વર્ષ પછી દેખાઈ આવતા મરાઠી સાહિત્યના અભિજાત સાહિત્યપ્રવાહની શરૂઆત કરવાની હતી, અને તે જ આપણા આજના શ્રીયુત ય. ગો. જોશી.

શ્રી. ય. ગો. જોશીના પિતા રજીસ્ટ્રાર હતા, અને તેમનો સ્વભાવ સ્પષ્ટ બોલવાનો અને સ્વાભિમાની હતો. તેમ છતાં તેમનામાં સહાનુભૂતિનું ભારે સામર્થ્ય હતું. આજે શ્રીયુત ય. ગો. જોશીની સામે હંમેશાં તેમના પિતાની પ્રતિમા હોય છે; તેનું કારણ તેમની મનોવૃત્તિમાં પિતાના આ સ્વભાવનું સંપૂર્ણ પ્રતિબિંબ ઉતર્યું છે. ૧૯૧૪ ની સાલમાં તેઓ પૂના આવ્યા અને અંગ્રેજી ચોથી સુધીનો શિક્ષણક્રમ સીધી રીતે ચાલ્યો. તેમના મોટાભાઈ વકીલ હતા. તેમને લખવાનો પણ ઘણો શોખ હતો. બધું બરાબર ચાલતું હતું, એવામાં મોટાભાઈનું મૃત્યુ થયું.

શ્રી. ય. ગો. જોશીના શિક્ષણનો માર્ગ એકદમ બંધ થયો. પણ માર્ગ બંધ થયો તે છતાં મનનું કામ ચાલુ જ હતું. મોટાભાઈની મહત્વાકાંક્ષાને માર્ગે જ જવાનો તેનો નિશ્ચય હતો. તેમાં અંગ્રેજી ચોથી પછીનો અભ્યાસ બંધ થવાથી વકિલાતનો સવાલ જ ઊડી ગયો, હવે રહી બીજી મહત્વાકાંક્ષા અને તે લેખક થવાની !

૧૯૧૮ થી ૨૦ સુધીનાં બે વર્ષ દરમ્યાન તેઓ ગુજરાન માટે અનેક ક્ષેત્રોમાં ફરી વળ્યા અને તેમણે હજારો તડકા-છાંયા અનુભવ્યા. તેમણે રેલ્વેમાં નોકરી લીધી, પછી તેઓ વાચનાલયમાં કામ કરવા લાગ્યા, ત્યાંથી મીલીટરી એકાઉન્ટસમાં અને અંતે નોકરીને માટે જેલની કચેરી સુધી તેમને જવું પડયું. આ સમય દરમ્યાન તેમણે કેટલીય જાતના માણસો જોયા અને કેટલાય પ્રસંગ અનુભવ્યા !

૧૯૨૦ થી તેમનો આ જીવનકલહ મંદ પડ્યો અને પૂનામાં ભારત પ્રિન્ટીંગ પ્રેસમાં તેઓ આવ્યા. ત્યાં અમુક

વખત મેનેજર તરીકે કામ કર્યા પછી તેઓ કાયમના લીથો આર્ટીસ્ટ થયા! આજે પણ તેઓ પોતાના ટેબલ ઉપર ડ્રોઈંગ પેપર મૂકી તેના ઉપર ફૂટ, કંપાસ, બ્રશ વગેરે સાધનો વડે અક્ષરના જુદા જુદા આકાર ચીતરતા હોય છે! તેમની ચાલુ આવકમાં કેટલીક વખત લેટરીંગ કામના શોખની ખાતર મેળવેલા પૈસા પણ હોય છે!

૧૯૩૦ સુધીમાં આ જીંદગી એમણે કેટલેક અંશે પચાવી હતી, પણ મનમાં લેખક થવાની ઇચ્છા તો હતી જ. છતાં દુનિયાની દૃષ્ટિએ એમનું જીવન અતિ સામાન્ય કક્ષાનું હતું! ૧૯૩૦ની સાલમાં તેમની જિંદગીમાં એક વધુ આઘાત થયો અને તે એમના પિતાનું મૃત્યુ!

૧૯૩૦ થી ૩૪ સુધીના સમયમાં અનેક આપત્તિઓના વમળમાંથી તેઓ માર્ગ કાઢતા હતા અને એજ અરસામાં મહારાષ્ટ્રને આ અભિજાત વાર્તાલેખક જડયો.

'યશવંત' નામનું માસિક પૂરજોશમાં પૂનામાં ચાલતું હતું. નવોદિત લેખકો તરફ 'યશવંત' નો પહેલેથી જ પક્ષપાત હતો. શ્રી. ય. ગો. જોશીની પહેલી નવલિકા "એક રૂપીઓ બે આના" યશવંતમાં પ્રસિદ્ધ થઇ. તેમની મહત્વાકાંક્ષાના તરુને પરિસ્થિતિના પથ્થરોમાંથી પણ થોડોએક સૂર્યપ્રકાશ મળ્યો. એ પછીના વર્ષે યશવંતે લઘુ-કથાઓની હરિફાઇ ગોઠવી અને "સરગવાની શીંગો" ને પહેલું ઇનામ મળ્યું.

લોકો ચમકીને જોવા લાગ્યા; આ વળી કોણ? અને તેમને જણાયું કે એ છે શ્રી. ય. ગો. જોશી! અને આ ક્ષણથી

શ્રી. જોશીની લેખનવિષયક મહત્વાકાંક્ષાનો માર્ગ ખુલ્લો થયો. નવા લેખક તરીકે લોકો એમના તરફ આંખ ફાડીને જોવા લાગ્યા, અને પોતાના અનુભવોની સંપત્તિ અને કલ-નની કરામત—બંને વડે શ્રી. ચ. ગ. જોશી લોકોને સંપૂર્ણ સંતોષ આપવા લાગ્યા.

૧૯૩૪ ની સાલમાં તેમણે પોતાનું જ પુસ્તક પોતે જ પ્રસિદ્ધ કરીને પ્રકાશનનો ધંધો શરૂ કર્યો. પ્રસિદ્ધિનું મુખયંત્ર એટલે છાપખાનું. તે મુખયંત્રના બધાં સૂત્રો તેઓ પૂર્ણતાથી જાણતા હતા. તેથી આ નવો વ્યવસાય શરૂ કરવામાં જોઇતો અનુભવ અને આત્મવિશ્વાસ તેમની પાસે પુષ્કળ હતો.

પોતે લખવું, બીજા પાસે લખાવવું, પોતે પોતાનો માર્ગ શોધવો અને તેજ પ્રકાશન માર્ગ ઉપર, કોઇ નવો પ્રવાસી મળી આવે તો તેને મદદનો હાથ આપવો. આ રીતે તેમનું લેખન અને પ્રકાશન ચાલુ છે. નવલિકાઓનો જથ્થો થાય કે "પુનર્ભેટ"ના સ્વરૂપમાં તેઓ ફરી પોતાના વાચકવર્ગને મળવા જાય છે. તેમનું પહેલું પુસ્તક "પુનર્ભેટ" ના નામથી જ પ્રસિદ્ધ થયું. અને હવે ચોથી "પુનર્ભેટ" પ્રસિદ્ધ થઇ છે. પણ પૂનર્ભેટની નવીનતા ઓસરતી નથી, કે તેનું હૃદય-સ્પર્શીપણું ઓછું થતું નથી !

હમણાં લેખન એજ એમનો વ્યવસાય છે, તેમ છતાં તેઓ લહેરથી, સ્વતંત્ર મનોવૃત્તિ વડે, વખત મળે તેટલા જ પ્રમાણમાં લખે છે. 'નવલિકા લેખક' આ નામ તેમણે પોતે પોતાના તપના બળ ઉપર જ મેળવ્યું છે. એમની આ તપ-શ્ચર્યામાં એમણે બીજા પણ કેટલાંક ફળો મેળવ્યાં છે. ૧૯-૩૨ માં "શ્રી પુખાંત" નામનું નાટક લખી તેઓ નાટ્ય

લેખક તરીકે જાણીતા થયા. અને ૧૯૩૫ માં શ્રી રઘુવીર સાવકારની નાટક કંપનીએ તેમનું "ભોળાશંકર" નામનું નાટક રંગભૂમિ ઉપર લાવીને દુનિયાને તેમની પ્રતિભાના એક નવા પાસાનું દર્શન કરાવ્યું. આ પછી બોલતા સિનેમા આવ્યા, અને તેમણે પોતે નાટકોમાં પણ ફાવે છે એવો અનુભવ મેળવી નાટયતંત્રને ત્યાંજ પડતું મૂકયું.

"હોમ કુંડ" નામની નવલકથાના પહેલા જ ભાગમાં તેમણે નવલકથાના ક્ષેત્રમાં પોતાનો કબજો મેળવી લીધો છે.

શ્રી. જોશીએ ચિત્રપટ લેખનમાં પોતાની ખાસીયત ટકાવી રાખી કીર્તિ મેળવી, અને "માઝા મુલગા" આ ચિત્રપટ માટે લોકો પોતાના વિચાર પ્રગટ કરતા હતા ત્યાંજ તેમણે "પડસાદ" નામની પોતાની નવલકથા સમાજ આગળ મૂકી.

'યશવંત' માસિકથી તેમના લખાણની શરૂઆત શરૂઆત થઈ અને આજે 'વિવિધવૃત' 'ચિત્રમય જગત' 'સહ્યાદ્રિ' 'રત્નાકર' વગેરે માસિકોમાં તેમના લખાણ માટેની જગા રાખી મૂકવામાં આવે છે.

પ્રત્યક્ષ માનવીજીવન એજ એમના જીવનવિષયક અભ્યાસનું સાધન છે. તેથી તેમના સાહિત્યનું જીવનપણું તરત જણાઈ આવે છે. તેમના લખાણોમાં પુસ્તકો યા જ્ઞાનની અસ્થિરતા દેખાતી નથી. તેમનું જીવનને લગતું તત્ત્વજ્ઞાન પ્રત્યક્ષ અનુભવો ઉપરથી તૈયાર થતું ગયું છે. તેમની પ્રતિભામાં એવી ઉત્કટ સંસ્કારક્ષમતા, અથાગ સંગ્રાહકતા અને અક્ષય જીવન્તતા ન હોત, તો વાઘણનું દૂધ પીને ઘુરકતા

પદવીધર લેખકોની કુસ્તીમાં તેમનો કયારનોય ભુક્કો ઉડી ગયો હોત ! પણ આજે તેમણે પોતાનો વિશિષ્ઠ વાચકવર્ગ તૈયાર કર્યો છે. એટલું જ નહિ, પણ વિરુદ્ધ સંપ્રદાયના વાચકોને પણ તેમણે પોતાની તરફ આકૃષ્ટ કર્યા છે !

શ્રી જોશી પોતાના લખાણ વિષે પોતે જ જણાવે છે કે "મેં અત્યાર સુધીમાં જે લખ્યું છે તે બધું મેં અગર મારા મિત્રોએ અનુભવેલું છે. તેમાંથી અરધા જેટલું તો મારી પોતાની જ જિંદગીનું છે. તે દષ્ટિએ મારી જિંદગીની મારા લખાણ ઉપર એટલી બધી અસર છે કે હું મારું જીવન લખીને જ લેખક બન્યો છું. કેટલીક જગાએ મેં મારા સ્વભાવના દોષ અને અપૂર્ણતાઓ ઉપર પડદા નાખ્યા છે, અને તે સ્થળો બરાબર મારી જાણમાં છે.

" દુનિયાનો સંસાર ચલાવવો ( શું વળી કહે છે એ શબ્દને ? આદર્શને ? ) એ મારો આદર્શ નથી.

"હું" મારું કુટુંબ અને મારા મિત્રો, એની બહાર મારી નજર જતી નથી. બલ્કે જાગતિક મહત્વના પ્રશ્નો મારી દૃષ્ટિએ હવાપાણીની પૂછપરછ જેવા મને લાગે છે.

" દુનિયામાં કંઇક નવું જડશે, એ વાત ઉપર મારો વિશ્વાસજ નથી. જે છે તે જૂનું છું. હરેક પાનખર ઋતુમાં ઝાડ ઉપરનાં પાન ખરી પડવાનાં છે, અને દર વર્ષે તેની વાળચોળ કરવી પડવાની ! પહેલાં આવી વાળચોળમાં સાવરણી વાપરતા હશે, હવે આપણે બ્રશ વાપરીએ. પણ કામ એકજ. નવી સાફસફી થાય છે, ત્યાં કચરો પાથરવા માટે પાનખર ઋતુ આવે જ છે અને આ ક્રમ કાયમ ચાલવાનો.

"આખી દુનિયા કદી પણ સુધરશે, એ કલ્પના ઉપર મારો વિશ્વાસ નથી. અને ખડીયો, હોલ્ડર અને કાગળ વાપરવાવાળા, અને તેથી લેખક ગણાતા, મારા જેવા (સારા અર્થમાં) સમાજમાં કાંઇ પણ ક્રાન્તિ કરી શકશે એમ મને લાગતું નથી. જેવા સુથાર, સોની, કડિયા, તેવાજ લેખક."

"કડીયાઓએ તાજમહાલ બાંધ્યો, પણ તે મજુરીથી. તાજમહાલ બાંધવાની કલ્પના ત્રીજાની જ હતી. ઇંટ ઉપર ઇંટ રચનારાએ તાજમહાલ બાંધ્યાનું અભિમાન રાખવાનો શો અર્થ ?

"પણ અમને આમ લાગે છે ખરું. રાતના લેખ પૂરો થયા પછી બીજે દિવસે પરોઢીયામાં સમાજ ઉપર તેની કેવી અસર થઇ છે તે જોવાની ઉત્કંઠા અને ઉતાવળ અમને હોય છે.

"અમારામાંના ઘણા લેખકો નવીનતાની શોધમાં હોય છે. પણ અમને જે નવીન જડવાનું છે, તે પણ જૂના વૃક્ષનું જ ફળ છે. બાપ ન હોય તો દીકરાનો જન્મ કેમ થાય ? બાકી અમે કલાવંતો આ બાબતમાં કંઇ ચમત્કાર કરી બતાવીએ તો રામ જાણે.

અમારામાંના ઘણાનું લખાણુ ઘાણીએ જોડેલા બળદ જેવું હોય છે. તેઓ જુવાનીમાં આશકમાશુકની જે વાતો કહેતા હતા, તેજ વાતો દશ વીશ વરસ પછી પણ તેઓ કહે છે. હજી પણ, તે મનુષ્ય જેવી ભમરો–તેજ તિરછી નજર, તેજ લાડીલું હાસ્ય, તેજ લટકો, બધુંય તેજ ! હજુ પણ અમારા વાઙ્મય સંસારમાં એક પણ બાળકનો જન્મ ન થાય, એમાં આશ્ચર્ય નથી ?

"લેખકમાં ચારિત્ર્ય હોવું જોઇએ એમ મને લાગે છે.

"પણ તરતજ કોઇ પૂછશે કે ચારિત્ર્ય એટલે શું ? પહેલાંના ચારિત્ર્યની કલ્પના તમે સ્વીકારશો કે કોઇ નવી કલ્પના ?

"ત્યારે એ વાતજ જવા દો.

"આમ લેખકોની રીતે સાહિત્ય એક સરકસ થવા બેઠું છે. સિંગલ બાર, ડબલ બાર, ઝૂલા ઉપરના ઠેકડા ! આ બધી વાતો સાહિત્યના ચમત્કાર ગણાય છે. પણ સાહિત્યના સરકસનો એ તંબુ ફાડી નાખીએ, તો પેલા નકકી કરેલા આડા અવળા ઉભા કરેલા ઠેકડાઓનો કલાવંતાના જીવનનો શો ઉપયોગ ?"

આમ તેઓ સ્પષ્ટવક્તા સાથે આર્યસંસ્કૃતિના કટ્ટર પુરસ્કર્તા છે. પણ તેમનો આ પુરસ્કાર મમતા જેવો આંધળો નથી, પણ સારો દેખતો છે. તેમનું જૂનાનું અભિમાન માત્ર તે જૂનું છે એટલા ખાતર નથી પણ જૂનાના ટકાઉપણા માટે, શાશ્વતતા માટે છે; અને તેઓ જ્યારે ધિક્કારે છે, ત્યારે તેમનામાં નવાનો ડર હોય છે. તેથી નહિ, પણ નવાનું કૃત્રિમપણું તેમને ગમતું નથી, તેથી !

એમનામાં એવું તે શું છે, એ પ્રશ્નનો જવાબ મરાઠી વાચક વર્ગને મળી ગયો છે. મહારાષ્ટ્રની બહાર હિન્દી વાચકવર્ગને તે થોડા જ વખતમાં મળશે. અને તે પ્રશ્નનો જવાબ ગુર્જરભાષા બન્ધુઓને હવે પછીના પાનાઓમાં મળી જશે.

# પ્રકાશકનું નિવેદન

મરાઠી સાહિત્યના 'ધુમકેતુ' શ્રી ય. ગો. જોશીની મા કૃત્તિ સુબોધ ગ્રંથાવલિના ચોથા પુષ્પ તરીકે સાદર રતાં અમે હર્ષ અનુભવીએ છીએ.

આંતરરાષ્ટ્રીય અને આંતર પ્રાંતીય સંબંધો એટલા ઘનિષ્ઠ બનતા જાય છે, કે આજે યુરોપના ોઇપણ ખૂણે બનતો નાનો બનાવ, પ્રગટ થતું એકાદ પુસ્તક જોત જોતામાં ચારે ખૂણે જાહેર થઈ જાય છે. વેશાળ બનતા આ સંબંધોએ સાહિત્યના ક્ષેત્રમાં પણ ારી ક્રાન્તિ કરી છે. આજે યુરોપમાં કોઇપણ દેશમાં, કોઇપણ ભાષામાં પ્રગટ થયેલી સારી કૃત્તિ ૨૪ કલા-કમાં અનુવાદિત થઈ વાચકોના હાથમાં મૂકવામાં આવે છે.

ખુશી થવા જેવી વાત છે, કે આપણા ગૂજરાતમાં આ વૃત્તિનો ઉદ્‌ભવ ધીરે ધીરે થતો જાય છે, ને તેનું જ

પરિણામ છે, કે ગૂજરાતના સાહિત્યમાં અન્ય ભાષાઓની સારી સારી અનુવાદિત કૃતિઓ ઠીક પ્રમાણમાં જોવાય છે.

મહારાષ્ટ્રીય સાહિત્ય ખૂબ વિપુલ છે. હિંદમાં બંગાળી પછી એને મૂકી શકાય. આવા વિપુલ સાહિત્યક્ષેત્રમાંના એક સમર્થ નવલિકા–લેખકની એક કૃતિ ગુજરાતને ચરણે ધરતાં અમને અત્યંત આનંદ થાય છે.

શ્રી. ય. ગો. જોશીની વાર્તા કહેવાની ઢબ તદ્દન નિરાળી છે. પાત્રવિધાન ને વસ્તુરચના પણ તદ્દન અનોખાં જ હોય છે. ઉપમા ને અલંકારોમાં તો તેમના જેટલી સજીવતા ભાગ્યેજ કોઇક લેખકમાં મળશે.

અમને આશા છે કે નિરાળી ઢબનો આ વાર્તાસંગ્રહ ગુજરાતી વાચક વર્ગનો સારો આદર પામશે. અને તેમ થશે તો શ્રીમાન્ જોશીની કલમથી ટપકેલી બીજી વાર્તાઓનો સંગ્રહ પણ ટૂંક સમયમાં રજુ કરીશું.

**પ્રકાશક**

# અનુક્રમ

—(૦)—

સામાજિક અને ઐતિહાસિક સુંદર

નવલકથાઓ પ્રગટ કરતી

# સુબોધ ગ્રંથાવલી

[ નિયમો ]

(૧) આ ગ્રંથમાળામાં સંસ્કારી લેખકોની લખેલી સામાજિક તથા ઐતિહાસિક નવલકથાઓ જ પ્રગટ થશે.

(૨) પ્રવેશ ફીનો રૂા. ૧ ભરીને ગ્રાહક થનારને આ ગ્રંથમાળાનાં તમામ પુસ્તકો ઉપર ૨૫ ટકા કમીશન મળશે. પ્રવેશ ફી પાછી મળશે નહિ.

(૩) ગ્રંથમાળામાં પ્રગટ થતાં તમામ પુસ્તકો ગ્રાહકે લેવા પડશે.

(૪) પોસ્ટ, પારસલ યા પેકીંગનું ખર્ચ ગ્રાહકને શિર રહેશે.

(૫) જેઓએ અગાઉથી પાંચ કે તે ઉપરાંતની રકમ મોકલી હશે, તેમને પુસ્તકો બહાર પડતાં જશે તેમ સાદા બુકપોસ્ટથી મોકલાતાં જશે. બાકીનાને દરેક પુસ્તક વી. પી. થી મોકલાશે.

(૬) એક વર્ષથી ઓછી મુદત માટે ગ્રાહકો નોંધાતા નથી.

ધી જ્યોતિ કાર્યાલય લીમીટેડ

જુમા મસીદ સામે — ૮૨, પ્રિન્સેસ સ્ટ્રીટ



અમદાવાદ. — મુંબઈ–૨.

# ભાભીની બંગડીઓ

અને

બીજી વાતો

# ભાભીની બંગડીઓ

[ ૧ ]

હવે આ ઉંમરે નાનપણનાં સંસ્મરણો યાદ કરીને કહેવાં એ કંઇ ઓછા પ્રયાસનું કામ નથી. પણ એ કામ ઘણું અઘરું હોવા છતાં ખૂબ જ આનંદ આપે તેવું છે. ફણસ કાપીને તેની અંદરનો માવો કાઢવો એ પણ મહેનતનું કામ છે, તેમ છતાં બધા તે કામ હોંશભેર કરે છે. તેવી જ રીતે વિસ્મૃતિનું ફણસ ચીરી તેમાંથી સંસ્મરણોનો માવો કાઢવો અને તેને નિરાંતે આરોગવો એ કામ પણ ઘણો જ આનંદ આપનારું છે!

અને તેથી જ હું મારી જિંદગીનો એકદમ શરૂઆતનો પ્રસંગ કયો તે સંભારવા લાગ્યો.

નાનપણનાં સ્મરણોની શરૂઆત હમેશાં 'મા'થી જ થાય છે; પણ મારી મા તો મને યાદ નથી. તે નાનપણમાં જ મને મૂકીને ચાલી ગયેલી એટલે તેને વિષે મને શું સાંભરે? હા, એટલું ખરું કે 'મા'ને સ્મરણમાં લાવવી જ હોય તો પરાણે પણ લાવી શકાય ખરી. અને તે એવી રીતે કે નાનપણમાં મને કોઇ મા વિષે પૂછે તો, 'મારે મા નથી' એવો જવાબ હું આપતો; અને મારી 'મા'ના સંસ્મરણ તરીકે હું આ જ વાત આપી શકું!

કોઇ ફૂલઝાડની કલમ કરવામાં આવે તો તે

જોસભેર વધે છે અને તેને વહેલાં ફુલ આવે છે, એમ કહેવાય છે. તેવી જ રીતે માથી વિખૂટો પડવાથી હું ઝાડની કલમ જેવો બન્યો હતો, અને તેથી જ કે કેમ, પણ હું બહુ જ નાની ઉંમરથી બધું સમજવા લાગ્યો હતો !

પછી મને સાંભરે છે કે, અમે બે ભાઇઓ જ અમારા ઘરમાં રહેતા હતા. મારો મોટો ભાઈ–જેને હું દાદા કહીને બોલાવતો–રસોઇ કરતો અને થાળીઓ પીરસતો. જમ્યા પછી એઠવાડ કાઢી નાખવાનું કામ મારું. બાકી વધેલું દાદા સંકેલી લે એવો અમારો નિત્યક્રમ હતો. તે વખતે દાદાની ઉંમર છવ્વીસ વર્ષની અને મારી ઉંમર ફક્ત નવ વર્ષની હતી.

હું જ્યારે આસપાસના ઘરોમાં જોતો ત્યારે ત્યાંનાં બાળકો કોઇને ‘ મા ’ કહીને બોલાવતાં, તો કોઇને ‘ બહેન ’ કહીને બોલાવતાં નજરે પડતાં. પણ અમારે બહેન ન હતી તેથી એવી રીતે કોઇને બોલાવવાનાં અમારાં ભાગ્ય જ ન હતાં ! મને ખૂબ લાગી આવતું અને હું દાદાને કહેતો, :“ દાદા આપણને બહેન કેમ નથી ? મા કેમ નથી ? ” તો તે કહેતો “ ભાઇ આપણા નસીબમાં જ નથી. ” મને લાગતું કે નસીબની સજા તો પરમેશ્વરે મોટી ઉંમરના માણસોને આપવી જોઇએ. આટલી નાની ઉંમરમાં અમારી પાછળ નસીબ શા માટે પડે ? બહેન, મા, માશી વગેરે સંબંધીઓની છાયા અમારી ઉપર શા માટે ન હોય ?

ચૈત્ર મહિનામાં ગૌરીપૂજન વખતે અમારા મિત્રોને

ત્યાં પ્રસાદ આરોગવા જવાનો પ્રસંગ મને હમેશાં આવતો. પણ અમારે ઘેર એ પ્રસંગ ક્યાંથી ? એક સાલ મારા ભાઇએ ખાલી પ્રસાદ બનાવ્યો અને મેં મારા બધા મિત્રોને પ્રસાદ ખાવા બોલાવ્યા, પણ એમાં કશી જ મઝા ન આવી. બધું જ લૂખું લૂખું લાગતું !

એમ જોવા જઇએ તો અમારી તે વખતની સ્થિતિ તો ગરીબ જ હતી. પણ અમને કોઇ ચીજની ખોટ નહોતી. દાદાને કલેક્ટરની ઓફિસમાં માસિક પચાસ રૂપિયા મળતા અને તેમાં અમારું સારી રીતે ચાલતું.

ગામમાં લગનગાળો નીકળ્યો હતો. તરત જ મને વિચાર આવ્યો, કે અમારા ઘરમાં કોઇનાં લગ્ન થશે કે નહિ ? હું સીધો દાદા પાસે ગયો અને તેને મેં પૂછ્યું, "દાદા! મારાં લગ્ન ક્યારે થવાનાં ?"

દાદાએ મારી પીઠ થાબડીને કહ્યું, "તું મોટો થઇશ ત્યારે!"

પછી મેં કહ્યું, "તો પછી તું મોટો છે, તારાં લગ્ન કેમ હજી નથી થયાં ?" આ પ્રશ્નના જવાબમાં દાદાએ એકવાર મારી તરફ જોયું. તેની અને મારી નજર મળી ગઇ, ત્યાં દાદાને મળવા કોઇ આવ્યું અને તે ત્યાંથી ઊઠીને બેસવાના ઓરડામાં ચાલ્યો ગયો; અને હું અમારા પાડોશમાં જ એક ઘરમાં લગ્ન હતાં, ત્યાં ઘણી સ્ત્રીઓ ભેગી થઇ હતી, તેમની તરફ જોતો ઊભો રહ્યો.

થોડીવારે ત્યાંથી પાછો આવી દાદાની ઓરડી સામે ઊભો. ત્યાં ઓરડીમાં નીચે મુજબનો સંવાદ સાંભળવાનું મને આછું આછું સાંભરે છે. તે વખતે મને તે સંવાદની કશી જ કિંમત નહોતી; પણ આજે હજુ પણ તે સંવાદનું સ્મરણ થતાં જ માથામાં કંઇ કંઈ થાય છે, આંખો આંસુથી છલકાય છે અને અંતઃ-કરણમાં તો તપેલી ભૂમિ ઉપર વરસાદ પડીને તે ઠંડી થાય, એવી લાગણી થાય છે!

" ના, ના. મારે હજી પાંચ છ વર્ષ સુધી તો નથી પરણવું. "

" કેમ ? "

" બસ, ના કહ્યું, તે જ છેલ્લું સમજો. "

" પણ કાંઈ કારણ હશે કે નહિ ? હું કાંઈ તમને સાવ પારકો નથી માનતો. હવે આ ઉંમરે તમે હાથે રાંધી ખાઓ અને બીજી તકલીફ વેઠો તે ઠીક ન ગણાય. સહેજે સગવડ થાય એમ છે, પછી........"

પણ આના ઉપર દાદાએ નિશ્ચયભર્યા સ્વરમાં કહ્યું, " તેનું કારણ એ છે કે મારા ઘરમાં કોઈ પણ બાઈ માણસ નથી. તેમાં વળી નાના ભાઇની જવાબદારી મારે માથે છે. ધારો કે હું પરણું અને પછી તે છોકરીને અને મારા ભાઈને ન બને તો ? અને વળી મારા મનનોય શો ભરોસો ? હું સ્ત્રીને આધીન નહિ જ થાઉં એમ શી રીતે કહી શકાય ? એટલે મારો ભાઈ કાંઇક

ઠેકાણું ન પડે ત્યાં સુધી હું કેમે કરી પરણવાનો નથી.”

“તમારી આ દલીલમાં મને કશો જ અર્થ દેખાતો નથી. ભવિષ્યના કાલ્પનિક સંકટ ખાતર—”

“પણ મેં જે સંસારચિત્રો જોયાં છે તે ઉપરથી મેં નિશ્ચય કર્યો છે!” વગેરે વગેરે.

**આ** વાતને પાંચ વર્ષ થઈ ગયાં. આ સમય દરમિયાન કશું કહેવા જેવું બન્યું હોય એમ મને સાંભરતું નથી. મારા દાદાનાં લગ્ન હજી થવાનાં બાકી હતાં અને હું અંગ્રેજી ત્રીજીમાં ભણતો હતો.

તે દિવસ શનિવારનો હતો. સ્કૂલમાંથી પાછો આવી, ચોપડીઓ મૂકી દઈ, નાસ્તો કરવાની તૈયારી કરતો હતો, ત્યાં મેં સાંભળ્યું કે મારા દાદાનાં લગ્ન નક્કી થયાં છે. અમારા એક દૂરના કાકા આવ્યા હતા અને તેમની હાજરીમાં જ લગ્નનું નક્કી થયું. દાદાનાં લગ્ન નક્કી થયાનું સાંભળી મને અપાર આનંદ થયો. પણ મારા કાકા ઘેર જ હોવાથી હું કશુંયે બોલી શકતો નહોતો. થોડીવારે મારા કાકા ટહેલવા માટે બહાર જવા નીકળ્યા. તેમનો પગ ઘરની બહાર પડ્યો અને મેં દાદાને કહ્યું, “દાદા, તું ઘણો જ ખરાબ છે!”

દાદાએ આશ્ચર્યથી પૂછ્યું, “કેમ રે ભાઈ?”

"તેં તારાં લગ્ન મને પૂછ્યા વગર કેમ ઠરાવ્યાં ? મારાં ભાભીને મારે પહેલાં જોવાં જોઇએ. તારી સ્ત્રીની પસંદગી તો હું જ કરીશ."

અમારો આ સંવાદ અમારા કાકાએ સાંભળ્યો. તેઓએ પાછા ઘરમાં આવી દાદાને પૂછ્યું. "એ શું કહે છે ?

"તેને પહેલાં તેની ભાભી જોવી છે !"

મારી તરફ જોઇને અમારા કાકાએ કહ્યું, "સાચું હેં ? તું બહુ પાકો લાગે છે ! તો પછી તું જ એકલો જા અને જોઈ આવ !"

મેં દાદાને કહ્યું, "દાદા, તું મારી સાથે ચાલ !"

"ના, ના, એ નહિ આવે, ભાઇ ! અમે હવે ફરી જઇએ તો ખરાબ લાગે. તું એકલો જ જઈને જોઇ આવ."

નવો લેંઘો પહેરતાં પહેરતાં મેં પૂછ્યું, "સાચે જ દાદા, હું એકલો જાઉં ?"

"હા, જઇ આવ !"

હું તો આનંદથી ફૂલાઈ ગયો. કોટ પહેર્યો અને માથે ટોપી મૂકતાં મૂકતાં મેં દાદાને કહ્યું, "દાદા, એ બધું ખરું પણ મને ભાભી પસંદ નહિ પડે તો તે ભાભી આપણે નથી લેવી."

"સારું, સારું !" દાદાએ કહ્યું.

હું ઘરની બહાર નીકળ્યો અને તરત જ દાદાએ

મને બોલાવીને કહ્યું, “અરે ભાઈ! તું જઇશ ક્યાં? ને ક્યાં જઈને તારી ભાભીને જોઇશ?”

અને પછી જ મને ભાન આવ્યું. સરનામું પૂછી લઈ હું પાછો બહાર નીકળ્યો. જતાં જતાં મને વિચાર થયો કે કોકને સાથે લઇને જ જવું ઠીક છે. એટલે હું એક બે મિત્રોને ત્યાં ગયો પણ મને કોઈ જ મળ્યું નહિ; તેથી આખરે હું એકલો એકલો ‘કન્યાપરીક્ષા’ માટે નીકળ્યો!

મેં ઘરનંબર જોયો, તો તે બરાબર હતો. પછી અંદર તપાસ કરી, ત્યાં મારાં ભાભીના પિતાશ્રી જ મને બારણામાં મળ્યા.

“આપ ક્યાંથી આવો છો?” તેમણે પૂછ્યું. નામ, અટક વગેરે કહેવાનું ન રાખતાં મેં મુદ્દાની વાત જ છેડી. મેં કહ્યું, “હું મારા દાદાની વહુને જોવા આવ્યો છું.”

મારાં ભાભીના પિતાને ખૂબ મજા પડી. તેમણે તો મને બહુમાનથી જ સંબોધવાનું ચાલુ રાખ્યું. મને લાગ્યું કે હવે હું કેવડો મોટો થયો છું!

અમે મેડી ઉપર ગયા. ત્યાં બેસવા માટે જાજમ પાથરી જ હતી. ત્યાં જઇ તકીએ અઢેલીને બેઠો. પાંચેક મિનિટ ગઇ ને મારાં ભાવી ભાભી મારી

સામે આવીને બેઠાં. તેઓ છાનાં છાનાં હસતાં હતાં. મને લાગે છે કે મારાં ભાભીની મા અને તેની બે નાની બહેનો પણ બારણાં પછવાડે ઊભાં ઊભાં હસતાં હતાં. એ બધાં કેમ હસતાં હતાં, તે મને સમજાયું નહિ પણ તેમનું હસવું સાંભળીને હું શરમાઈ ગયો.

મારાં ભાભી! તે વખતનો દેખાવ હજી પણ મારી નજર સામે એવો ને એવો જ છે. હું એ શી રીતે વર્ણવું? પ્રેમાળતાની મૂર્તિ મારી સામે દેખાતી હતી. મહાલક્ષ્મીની કોતરેલી પ્રતિમા કેવી લાગે? તેટલી જ સતેજ અને તેટલી જ....ના, ના મારાથી વર્ણન થઇ જ શી રીતે શકે? તેમનું તે વખતનું સ્વરૂપ ખરેખર જ અવર્ણનીય હતું. મારી મા કેવી હતી તેનું મને મુદ્દલે સ્મરણ નથી. પણ મારી કલ્પનામાં મારી માનું જે ચિત્ર હતું તેની સાથે સરખાવતાં મને લાગ્યું કે હું મારી માની નાની પ્રતિમા જ જોઇ રહ્યો છું.

આવી રીતે હું મુંઝાઈ ગયો. મારાં ભાભીના પિતા ત્યાં જ ઊભા હતા. મારાં ભાભી તો છાનાં છાનાં હસતાં જ હતાં. બહારથી પણ હસવાનો અવાજ આવતો હતો.

ભાભીના પિતાએ મને પૂછ્યું, “પૂછવું છે કંઇ?” મેં ‘હા’ કહી અને શું પૂછવું તે વિચારવા લાગ્યો. છોકરીઓ જોવા જવાના કેટલાક પ્રસંગ મેં જોયા હતા. તેમાં શરૂઆત કયા પ્રશ્નથી કરાય છે વારુ? હા. “બહેન તારું નામ શું? તું કેટલું ભણેલી છે?”

પણ મારે આવા નિરર્થક પ્રશ્નોની જરૂર નહોતી, મેં તો મારાં ભાભીને પસંદ કર્યાં હતાં.

કાંઇક પૂછવું જોઇએ, એવું મે નક્કી કર્યું હતું. અને તે પ્રશ્ન મોંમાંથી બહાર કાઢવાનો પ્રયત્ન મેં સાત મિનિટ ચલાવ્યો; પણ મોંમાંથી એક શબ્દ પણ નીકળે જ નહિ ! શું ગોટાળો થયો, કોણ જાણે ! એક પણ સવાલ પૂછ્યા વગર, ભાભીના પિતાને કશું પણ કહ્યા વગર, ફક્ત મારાં ભાવી ભાભીને "ભાભી, જાઉં છું હો કે !" એમ કહી કોઈ બાઘાની જેમ હું ભાગવા લાગ્યો અને રસ્તા ઉપર આવીને જ ઊભો રહ્યો ! તે વખતે મેં કેવી મૂર્ખાઈ કરી હતી તેનું મને સ્મરણ થાય છે ત્યારે મને પોતાને જ હજી પણ શરમ આવે છે. ઘેર આવીને મેં દાદાને એ જ કહ્યું કે "મને ભાભી પસંદ છે." પછી તો થોડા જ દિવસોમાં દાદાનાં લગ્ન થયાં. ભાભી અમારે ઘેર આવ્યાં. અમારા ઘરમાં અનેરી શોભા દેખાવા લાગી. પહેલાં અમે ઘરમાં બત્તીઓ સળગાવતા ત્યારે તેનો પ્રકાશ તો મળતો, પણ હવે ભાભી જે દીવાઓ કરવા લાગ્યાં તેના અજવાળામાં કંઈક સૌંદર્યવર્ધક જાદુ ભરેલો છે એમ મને લાગવા માંડયું !

ભાભી શરૂઆતમાં નવાં હોવાથી બહુ જ જલદી જલદી પિયર જતાં. તે વખતે મને લાગતું કે પિયર એ ઘણી જ ખરાબ ચીજ છે. ભાભી કહેતાં, "ભાઇ આ વળી શું ? મને જવા દોને ! હું તો કાલે પાછી આવીશ !"

હું કહેતો, “ભાભી, આવું શું ? ઘડીએ ઘડીએ શ
પિયર ! પિયરની આ ખટપટ ઘડીએ ઘડીએ નહિ પાલ
કાલે પાછાં ફરતાં તમારું પિયર જ અહીં લેતાં આવજો !

“ભાઇ ! તમે હવે ક્યારે સમજવા લાગશો
તમે બિલકુલ છોકરવાદી છો !” ભાભી મને કહે
અને દાદા કહેતો ! “છાબડ્યા ! (મારું નામ હતું ભ
પણ મારા દાદા સાહેબ ખૂશમિજાજમાં હોય ત્ય
મને છાબડ્યા કહીને બોલાવતા) તું ગધેડો છે! આ
દિવસ ભાભીની પછવાડે શું ફર્યા કરે છે ? હમણાં હમ
મારી સાથે બોલવાનો વખત પણ તને નથી મળતે
અને ભણવા તરફ તો તદ્દન બેપરવા થઇ ગયો છે

વાત પણ એવી જ હતી. દાદા કરતાં મારે ભા
સાથે જ વધારે સ્નેહ જામ્યો હતો ! ભાભી ઘરમાં આ
પહેલાં મને દાદાનો સહેજ પણ ડર નહોતો લાગ
પણ હમણાં હમણાં કોણ જાણે કેમ પણ હું એના
ડરવા લાગ્યો હતો. હું તો તદ્દન અજ્ઞાન હતો; તેમ દ
મારી ઉંમર વધતી જતી હતી, અને ઉંમરના પ્ર
ણમાં ભણતર પણ વધતું હતું. દાદા ઘણીવાર
વઢતો, મારી ઉપર ખીજાતો પણ એ બધામાં
અમુક જાતની મજા જ પડતી.

પછી—

ખુલ્લા મેદાનમાં મમરા ખાતાં ખાતાં વાતચ
કરતા હોઇએ, ને એકદમ જોસભેર પવન ફુંકાય ર
આપણે મમરા સાચવવાનો પ્રયત્ન કરીએ છતાં ઘા

ખરા મમરા પવનના જોસથી ઊડી જાય, તેવી રીતે વચલા કેટલાય દિવસોનાં સંસ્મરણો ઊડી ગયાં.

વચ્ચે એકવાર ભાભીની સાથે મારે ઝઘડો થયો. તેનું શું કારણ હતું, તે યાદ કરવાનો હું ખૂબ પ્રયત્ન કરી રહ્યો છું પણ કેમેય તે યાદ આવતું જ નથી. સહેજ સહેજ યાદ છે એટલું કહું છું.

ભાભી પિયરથી કશુંક, ડબામાં નાખીને ખાવાનું લાવ્યાં હતાં અને તે ડબામાંનું ખાવાનું લગભગ બધું મેં જ ખલાસ કર્યું હતું! તે જ દિવસે અમે બન્ને જણ કોઇ કારણથી ખૂબ લડ્યાં હતાં. હવે તેમાંનું ભાભીનું એક વાક્ય જ મને સાંભરે છે, "આખો દહાડો મારા પિયરની નિંદા કરો છો; પણ આખો દિવસ મારા પિયરનું આણેલું તમે ખાધું તે કેમ ભાવ્યું ?"

પછી ઝઘડો તો પતી ગયો, પણ ભાભીનું એ વાક્ય માત્ર લાંબા વખત સુધી મારા મનમાં રહી ગયું.

અને તે વાક્યનો મેં દુષ્ટે ઘણી જ ખરાબ રીતે ઉપયોગ કર્યો.

દાદાને અને મારે આજે ભાભીને ઘેર જમવા જવાનું નોતરું હતું. જમવા જવાનો વખત થયો ત્યાં સુધી હું કશું જ બોલ્યો નહિ; પણ છેલ્લી ઘડીએ ભાભીનો ભાઇ બોલાવવા આવ્યો ત્યારે મેં દાદાને કહ્યું,

"દાદા, તું એકલો જ જમવા જા, હું નથી આવતે ભાભી મને કહે છે કે તમે મારા પિયરનું જ ખાઓ છો ને!"

આ વાક્ય સાંભળી દાદાને ખૂબ રીસ ચઢી. તે જમવાનું તેડું પાછું કાઢ્યું; અને હું ભાભીની ફજેતી કરી તેના જ આનંદમાં મસ્ત બન્યો.

લગભગ બાર સાડાબાર વાગતાં ભાભીના પિત અને ભાભી અમારી તરફ આવતાં જણાયાં. ભાભી હવે લખતાં પણ કંઇ કંઈ થાય છે! બપોરનો બા વાગ્યાનો એ પ્રખર તાપ! પગમાં ચંપલ નહિ આખું મોં તો પરસેવાથી રેબઝેબ થયેલું. વા પણ પરસેવાથી ભીંજાયેલા. પરસેવાના રેલાથી કપા ઉપરના કંકુનો લાલ રંગ ગાલ ઉપર ઊતર્યો હતો હાંફતાં હાંફતાં તેઓ મારી પાસે આવ્યાં. જો કે મનમ મારી ઉપર ખૂબ જ ખીજાયાં હતાં, તેમ છતાં પોતાન ખીજને દબાવી દઇ મને સમજાવતાં તેમણે કહ્યું "ભાઇ, તમે ખરા છો! ક્યારેક મશ્કરીમાં કંઈક કહ્યુ હશે, તે આવે વખતે બહાર કાઢો છો? જમવ ચાલો!" ભાભીના આ બોલવામાં ખીજ પણ હત અને પ્રેમ પણ હતો. મને તો તે વખતે લેમનન ટીકડી ખાવામાં જેવો આનંદ થાય તેવો થતે હતો. લેમન ખાટું પણ હોય છે અને મીઠું પણ.

સમજૂતી પૂરી થઈ. દાદા અને ભાભીના પિત આગળ ચાલવા લાગ્યા અને મેં મારી છત્રી ઉઘાડ

ભાભીના માથા ઉપર રાખી અને તેમને છાયામાં રાખીને ચાલવા લાગ્યો ! રસ્તામાં ટૂંકાં ટૂંકાં વાક્યોમાં જ બોલતાં અમને ખૂબ જ ગમ્મત પડી હતી !

હવે દરેક તહેવારને દિવસે મને આ વાત અચૂક સાંભરે છે; અને પછી એ ચિત્રની વ્યથા દૂર કરવા માટે હું બારીએ જઇને બેસું છું. ભર્યા તાપમાં સાસરેથી પિયર જમવા માટે જતી વહુઓ મારી નજરે પડે છે. તે બધી વહુઓમાં સહેજ પણ મારાં ભાભીના મોં સાથે મળતું આવતું મોં જોવા મળે તો મને કેવો સંતોષ થાય છે!

**આ** પછી ઘણુંય વર્ષો વીત્યાં. કેવી રીતે પસાર થયાં તે અમે જાણ્યું પણ નહિ. આ જ વર્ષે હું બી. એ. થયો હતો. મારો દાદા તો અસલ સંસારી બન્યો હતો. અમારે ત્યાં દૂધ–ઘી માટે એક ભેંસ પણ રાખી હતી.

હમણાં હમણાં મારા લગ્નની પ્રવૃત્તિ ઉપડી હતી. મારાં ભાભી સુંદર છતાં ઠીંગણાં હતાં. પરિસ્થિતિ જેમ જેમ અનુકૂળ થતી જાય છે, તેમ તેમ માણસની ચિકિત્સકવૃત્તિ વધે છે. મારું પણ એમ જ બન્યું હતું. પાંચ પચાસ છોકરીઓ મેં જોઈ, પણ મને એક પણ છોકરી ગમી નહિ. અંતે આ બધા ફારસથી ભાભી કંટાળી ગયાં અને કહેવા લાગ્યાં, “ભાઈ, તમે તો

કંઈ બહુ ચિકિત્સા ચલાવો છો. પણ જો જો હો, અ
કોઈ મામુલી છોકરી પસંદ કરશો. હવે છોકરી જે
માટે હું સાથે નથી આવવાની. તમારી મેળે જ પર
કરીને અમને કહેજો!"

મેં મશ્કરીમાં કહ્યું. "ભાભી! ઓ ભાભી! હ
મેં નક્કી કર્યું છે કે હવે જે છોકરીનું કહેણુ આવ
તેને જ હું પસંદ કરીશ. તમે કહેતાં હો તો હું એ
જોવા પણ નહિ જાઉં."

"પણ એ તો અંતે નસીબનો આશરો લી
કહેવાય." ભાભીએ કહ્યું.

હમેશાં એમ જ થાય છે એવું નથી, પણ :
વખતે એમ જ થયું. ભાભી સાથે ઉપરની વાતચ
થયા પછી પહેલીવાર જ જે છોકરીનું કહેણુ આવ
તે મને પસંદ પડી. મેં ભાભીને કહ્યું. "ભાભ
હવે તમે જોઇ આવો! નહિ તો આજસુધી મેં .
પસંદગી બતાવી, આજે તમે બતાવશો એટલે—"

"વાહ રે વાહ, જેને પરણવું હોય તે પસંદ
એમાં અમારે શું? તમને પસંદ તે અમને પસંદ
જોવા જવાની પણ જરૂર નથી. મને મારાં દેરા
પસંદ છે; સમજ્યા ભાઈ!"

મેં વધારે આગ્રહ કર્યો ત્યારે ભાભી કન્યા જો

આવ્યાં. તે વખતે હું અને દાદા અમારા બેસવાના ઓરડામાં લગ્ન વિષેની જ કંઈક વાત કરતા હતા, એટલામાં ભાભી ત્યાં હસતાં હસતાં જ આવ્યાં અને જાણે મારું મોં આજે જ પહેલીવારનું જોતાં હોય એમ મારી સામે તાકી તાકીને જોતાં ખૂબ હસવા લાગ્યાં! તેમનું આવી જાતનું હસવું આજ સુધી મેં જોયું નહોતું.

એ હાસ્યને કેવી રીતે વર્ણવું? ઉપમા બંધબેસતી નથી પણ સાધારણ કલ્પના આવે એવું કંઈક વર્ણન આપું છું.

જિંદગીમાં સુખની એવી કેટલીક ક્ષણો હોય છે, જે દરેકના જીવનમાં આવ્યા વગર રહેતી જ નથી. અને જો એવી ક્ષણો આપણી ગફલતને લીધે આપણા હાથમાંથી છટકી જાય તો તેનું સ્મરણ મરતાં સુધી સદા તાજું ને તાજું જ રહે છે. પછી તે જ સુખની ક્ષણ પોતાનાં કોઈ સગાવહાલાં કે મિત્રોના જીવનમાં જાગે છે, ત્યારે આપણે તે માણસ તરફ મત્સરથી નહિ પણ અમુક જાતની તીખી મશ્કરીની નજરથી જોઈને હસીએ છીએ. આપણે તે વખતે મનમાં સમજીએ છીએ કે, "અલ્યા, અમે પણ તેની લહેજત જાણીએ છીએ. તું જ કંઈ એટલું બધું મહત્ત્વ ન બતાવતો. અરે, એમાં તો કશું જ નથી. ખાલી ગમ્મત છે ગમ્મત!"

હા, પણ એ વર્ણન હવે નથી જ થઈ શકતું, અધવચથી અહીં જ છોડી દઉં છું.

ભાભીની સમક્ષ કદાચ તેમનાં લગ્ન નક્કી થયાં તે વખતના પ્રસંગો તરવરતા હશે! પણ ભાભી સ્ત્રી અને હું પુરુષ:—

તેમની અને મારી મનોદશામાં આવા લગ્ન પ્રસંગે શું સામ્ય હોઈ શકે?

ના, પણ લગ્ન એ તો મીઠો પ્રસંગ! તે સ્ત્રીએ ચાખ્યો હોય કે પુરુષે પણ મીઠાશ તો એક જ જાતની આવે ને!

અને આજે ભાભીના એ હસવાનો અર્થ શું હશે? પણ એટલું તો નક્કી જ કે ભાભીનું એ લુચ્ચાઇભર્યું હાસ્ય જોઇ હું શરમાયો. ભાભીને મેં કશું જ કહ્યું નહિ. પછી આરતી ઉતારતી વખતે જેવી રીતે હાથ હલાવાય છે તેવી રીતે ભાભીએ મારી આગળ હાથ હલાવી કહ્યું, "વાહ રે વાહ! કેવી પરીક્ષા! આટલી બધી છોકરીઓ જોઇ; તે બધીને નાપાસ કરતાં કરતાં શું તમે આ જ પસંદ કરી? પણ એ કેવી છે! જાણે ઊંચો તાડ જ તો!"

ભાભીને મુખે મારી પ્રિયાનું આવું વર્ણન ચાલુ થયું ત્યારે મારી સામે અરીસો ન હતો; નહિ તો તે વખતે મારા ગાલ ઉપર કયા ગલ ખીલ્યા, કપાળ ઉપર

કંઇ જાતની પ્રભા ચળકવા લાગી અને બીજા શા શા ઉલ્કાપાત થયા, તે બધું આદ્યંત મેં કહ્યું હોત.

ભાભીએ ફરી કહ્યું, "ભાઇ! આ ઊંચા તાડ સાથે તમે પરણુશો?"

મારાં ભાભી ઠીંગણાં હતાં એ તો મેં શરૂઆતમાં જ કહ્યું છે. મેં કહ્યું, "ફક્ત તમારી સગવડ ખાતર હું તેની સાથે પરણવાનો છું; કારણ કે તમે એવાં ઠીંગણાં છો કે ક્યાંય ઊંચેથી નીચે સામાન ઉતારવો હોય તો કેટલી તકલીફ તમને પડે છે! સ્ટૂલ લાવો નહિ તો કોઇને બોલાવી લાવો! આવી ખટપટ દર વખતે કરવા કરતાં, બોલતી ચાલતી નીસરણી જ હમેશાં હાથ પાસે રહે એટલા ખાતર હું એ છોકરી સ્વીકારવાનો છું. તેમાંય તમને નાપસંદ હોય તો આપણે ના પાડી દઇશું. તેમાં શું?"

"કોની ખાતર? મારી ખાતર તમે ના પાડશો? ના રે ભાઇ! બધું તમારી ઇચ્છા મુજબ થવા દો, અને સુખેથી સંસાર ચલાવો." મારાં ભાભીને હમણાં હમણાં ઘણું ડહાપણ આવ્યું હતું.

અન્તે એ જ નક્કી થયું. મારાં સાસરિયાં અમારા કરતાં વધુ પૈસાદાર અને સુખી હતાં.

કેટલીક વસ્તુઓ ઘણી મોડી જાણવા મળે છે અને તેથી આપણે પસ્તાવો કરવો પડે છે. મારા સસરાએ 'છોકરો ભણેલો છે, હોશિયાર છે.' એમ વિચારીને જ

મને છોકરી આપવાનું ઠરાવ્યું હતું; પણ મારાં સાસુનો વિચાર એકદમ જુદો હતો. તેઓ કહેતાં, "જોઈએ તેવું ઠેકાણું આપણે આટલા દિવસથી શોધીએ છીએ, પણ મળે છે જ ક્યાં! અને છોકરીને કેટલા દિવસ હવે ઘરમાં રાખી શકાય! એટલે જે મળ્યું તે ઝાઝું સમજી છોકરીને આપી દેવી. બાકી એટલું સારું છે કે ઘરમાં માણસો છે ગણ્યાગાઠયાં. આમ જોવા જઈએ તો ઘરમાં કોઈ છે જ નહિ. આ તો આજકાલના ભણેલા છોકરા. પરણ્યા પછી સાથે થોડા જ રહેવાના છે? અને આપણી પ્રભાવતી જોતજોતામાં પતિને કબજે કરશે."

પણ લગ્નમાં અમારા સસરા પક્ષે શી ધમાધમી કરી મૂકી તે તો અમારાં જ મન જાણે છે!

અમે પરઠણના રૂપીઆ સાતસો લેવાનું ઠરાવ્યું હતું. [ સાચી હકીકત લખી રહ્યો છું માટે જ આ વાત સ્વીકારવી પડે છે. નહિ તો વાતનો નાયક 'હું' કદી પણ પરઠણ સ્વીકારત જ નહિ. પણ સાચી વાત કહેવાનું જ મેં પહેલેથી ઠરાવ્યું છે. ] પછી તો કોણ જાણે કોઈકે મારા સસરાના કાન ભંભેર્યા. એમ તો મારા સસરા સજ્જન માણસ હતા, પણ પરઠણ આપવાનો વખત આવ્યો ત્યારે મારા દાદાને એક બાજુએ બોલાવી જઈ તેમણે કહ્યું, "જુઓ, પરઠણની આખી રકમ રોકડ આપવી મારે માટે ભારે છે. એટલે પરઠણની રકમની કિંમતનાં ઘરેણાં જ અમે જમાઈ

અને દીકરીના શરીર ઉપર પહેરાવશું." મારા દાદાને પણ વ્યવહારનું ભાન તો હતું જ. તેઓ આમ શા માટે કહે છે, તે તરત જ સમજી ગયો. તેણે ભાભીને આ ખબર આપ્યા. ભાભીએ સલાહ આપી, "તેમને કહેજો કે તમને ઠીક લાગે તેમ કરો. અમને જરાય વાંધો નથી."

મારો દાદા સ્વભાવે ક્રોધી હતો, પણ તેણે શાંતિથી મારા સસરાની ઇચ્છાને સંમતિ આપી.

આથી મારા સાસરિયાં ઘણાં જ ચઢી બેઠાં. પછી તો કોઇ પણ બાબતમાં તેઓ દાદાને પૂછવા આવતા જ નહિ. દરેક ચીજ મને પૂછતા. હું કહેતો, "મને આમાં કશી સમજણ નથી. તમે દાદાને પૂછજો." પણ દાદાએ મને કહી રાખ્યું હતું કે. "ભાઉ, હવે આપણે કશો જ આગ્રહ નથી રાખવો. નકામો ઝઘડો શા માટે? તેમને ફાવે તેમ નાચવા દે. આપણે સારાં માણસો ન મેળવી શક્યા એ આપણાં નસીબ!"

ભાભીએ પણ મને આ જ ગુરુમંત્ર આપ્યો. આખા લગ્નમાં તેઓ તદ્દન ત્રાહિતની જેમ વર્ત્યાં. અંતે જાન વળાવવાને દિવસે દાદા અને ભાભી જમવા ન આવ્યાં તોપણ તેમને આવવા માટે મારાં સાસરિયાંએ સહેજ પણ આગ્રહ ન કર્યો.

આથી લગ્ન સમારંભ મારે માટે બહુ આનંદકારક ન નીવડયો. રિવાજ પ્રમાણે થયું તો બધું પણ શરૂ-

આતથી અંત સુધી બધે વિષણ્ણતા–ઉદાસીનતાનો તાપ ફેલાયો હતો. ધગધગતા તાપમાં ખુલ્લે પગે ઊભા રહી આઇસ્ક્રીમ ખાવા જેવી મારી સ્થિતિ થઇ હતી!

લગ્નના છેલ્લા દિવસની એક ગમ્મત કહું તો કેટલાકને તે અતિશયોક્તિભરી લાગશે.

મારા સાળાએ મને પૂછ્યું, "હવે શું કરશો?" મેં કહ્યું. "હવે ક્યાંક નોકરી જ શોધવાની તો!" સાળાએ ફરી પૂછ્યું, "નોકરી મળ્યા પછી ઘર તો જુદુ જ માંડશોને? અમારી પ્રભા ખૂબ જ હોશિયાર છે. તમારા બન્નેનો સંસાર કેવો મઝાનો ચાલશે!"

અમારા બન્નેનો સંસાર? હું તો કશું સમજ્યો જ નહિ. હું તે આની બહેન સાથે પરણ્યો છું કે આ લોકોએ મને દત્તક લીધો છે? તેમાંય વળી મારે બીજાં કોઇ સગાવહાલાં નહિ હોય?

પણ તે દિવસથી મારા જીવનમાં એક નવો જ સૂર પેદા થયો એમ મેં જોયું. ભાભી અને દાદા એમ તો હતાં સ્વાભિમાની; એટલે તેઓ તો ખુશીથી અમને જુદાં થવા દે; પણ જેમની માયાની શાલ ઓઢીને આ આનંદનો દિવસ હું જોવા પામ્યો હતો, તેમનાથી — અરે, એ કલ્પના પણ મારે માટે અસહ્ય હતી!

મારી પત્ની અમારે ઘેર આવીને રહી. હવે એકવાર તેના બધા વિચાર સમજી લેવા એ ઉદ્દેશથી મેં મારા વિચારો ઢાંકી દીધા અને તેના વલણ પ્રમાણે

બોલવા–વર્તવા લાગ્યો. આઠ દસ દિવસમાં જ મેં નીચેનાં વિચારરત્નો મેળવ્યાં.

"હે ભગવાન! કેવા જંગલી અને અણસુધરેલ આ બધા માણસો છે! ભેંસનું વાસીદું શું આપણે ગૃહસ્થ લોકોએ સાફ કરવાનું? અમારી પાડોશમાં તો ડેરી છે. એક આને શેરના ભાવે એકદમ ચોકખું દૂધ આપે છે. અમારે ઘેર એનું જ દૂધ લઇએ છીએ. આપણે ત્યાં પણ એ દૂધ ન આવે?

"વળી આ લુગડાં ધોવાં, વાસણ ઉટકવાં, એ શું? ઘરમાં નોકરડી પણ ન રખાય? હું તો કોઇ દિવસ વાસણ–બાસણ સાફ કરવાની નથી. તમને યોગ્ય લાગે તો કામ માટે બાઇ રાખો! તેના પૈસા હું મારા પિયરથી મંગાવી દઇશ.

"મને મારાં જેઠાણીનો સ્વભાવ નથી ગમતો. તેઓ મને તુંકારે બોલાવે એ શું સારું લાગે! મને તો એવી ખીજ ચઢે છે કે શું કરું? પણ તમે બધું ખમી ખાવ છો, પછી મારાથી શું થાય?

"વળી આ જગા પણ કેવી? આના કરતાં ઘોડાનો તબેલો પણ સારો. અમારા ઘરની પાસે પેલી નવી ચાલી બંધાઇ છેને? ત્યાં કેટલી સરસ જગા છે! ઇલેકટ્રીક લાઇટ, જમીનમાં બધે લાદી જડેલી, ઉપર છત બહાર ઝરૂખો; પણ આપ ધ્યાન આપો તોને!" એમ કહી મારી પત્ની મોહક અંગભંગ કરતી.

આ બધા વિચાર સાંભળીને મને કેટલો બધો આનંદ થયો! મનમાં થયું કે પત્ની હોય તો આવી જ હોવી જોઇએ! પત્ની આવી હોવી જોઇએ એ ખરું પણ મારે આવા વિચારોની સ્ત્રી નહોતી જોઈતી. છતાં આવી મળી પછી શું કરવું? મેં મનમાં વિચાર્યું કે આજથી આની સાથે સદંતર બોલવાનું જ બંધ કરી નાખવું. પછી જોઇએ શો ફેર પડે છે?

મેં મારી પત્નીના વિચારો મારાં ભાભીને જણાવ્યા. તેમણે હસીને કહ્યું, "ભાઇ, આજકાલનાં છોકરાં એવાં જ એકલવાયા સ્વભાવનાં હોય છે. અમે કાંઈ તમને ના નથી કહેતાં. તમે ખુશીથી જુદું ઘર માંડજો. અમે જોઇશું કે કેવા આનંદથી રાજા-રાણીનો સંસાર ચાલે છે."

"ભાભી, મશ્કરી બંધ કરો. જુઓ, કાલથી આપણે ભેંસનું વાસીદું એને માથે રાખીએ. ગમે તેટલી ખીજાય, રાડો પાડે તોપણ આપણે ધ્યાન જ ન આપવું."

"ભાઇ! આટલું બધું ભણ્યા, પણ તમારા બધા ભણતર ઉપર પાણી ફર્યું. પત્ની લાવ્યા પછી ભાભીના કહ્યામાં રહેવું; એ ખરેખર જંગલીપણાનું લક્ષણ છે. જોજો હા, પહેલેથી જ બરાબર વિચાર કરજો; નહિ તો તમારી રાણી કહેશે કે જેઠાણીએ જ અમારા પ્રેમમાં ઝેર રેડ્યું!"

"હા હા, મેં પૂરો વિચાર કર્યો છે. હવે મને વધુ ન ખીજવશો."

"પણ ભાઇ, તમે બહાર તો જુઓ!"

"ત્યાં શું છે?" મેં હાથના ઇસારાથી જ પૂછયું. "તમારાં પત્નીશ્રી આપણી વાતચીત છુપાઇને સાંભળી રહ્યાં છે."

તેને આવી ટેવ છે તે હું બરાબર જાણતો હતો. હું ઝંખવાણો પડયો અને બહાર ચાલ્યો ગયો. મારી પત્ની તો કોઇ મારકણી ભેંસની જેમ મારાં ભાભી તરફ જોઇ રહી.

રસિકજન! મને માફ કરજો. પત્નીને હું ભેંસ સાથે સરખાવું છું; પણ આ વાત કાલ્પનિક ન હોવાથી મારે સાચું જ બોલવું પડે છે. બીજા દિવસથી ભેંસનું વાસીદું મારી પત્નીને માથે જ આવ્યું. બે ચાર દિવસમાં વળી બીજી એક ગમ્મત થઇ.

એક દિવસ સવારમાં જ મારા સાળા મારે ત્યાં આવી રહ્યા હતા. ભાભીએ તે જોયું અને મને ઇસારો કર્યો. હું સમજ્યો ને ઉતાવળે ઘરમાં ગયો. મેં એક ટૂંકું પંચીયું પહેરી લીધું, ને હાથમાં સાવરણો લઇ ભેંસનું વાસીદું કાઢવા માટે નીકળ્યો. હું તબેલામાં ગયો ત્યાં મારા સાળા આવ્યા. મેં

ભેંસની પીઠ થાબડતાં કહ્યું. "આવો—વેલ કમ્, બેસો, હું જરા ભેંસ દોહીને આવું." આ દૃશ્ય જોઈને મારાં સૌભાગ્યવતીને નખથી માથા સુધી ઝાળ લાગી ગઈ અને મારા સાળાએ તો નાકે રૂમાલ જ દીધો. હું જંગલી રીતે ખડખડાટ હસી પડયો !

સાળા મને જમવા બોલાવવા આવ્યા હતા પણ મેં સ્પષ્ટ ના પાડી.

"વારુ, મારી બહેનને તો મોકલજો." સાળાએ કહ્યું.

મેં કહ્યું. "અમે અમારા ઘરમાં હમણાં સ્વાતંત્ર્ય જાહેર કર્યું છે. જેને જેમ ફાવે તેમ તે વર્તી શકે. તેનું નોતરું તેને આપજો. હું બીજાઈને આમ નથી કહેતો. આ તો એક નવી સિસ્ટમ–રીત મારે અજમાવી જોવી છે."

"વાહ, એવું તે કદી થાય ?"

"થાય કે નહિ તે જ તો મારે જોવું છે. તેને ઘરમાં માણસો હોય તે ગમતું નથી. મને માણસો વગર ગમતું નથી. મારાં ભાભીને પૂછીને કોઈ પણ કામ કરવાનું તેને અપમાનભર્યું લાગે છે. જો કે સંબંધથી એ મારાં ભાભી છે; છતાં તેઓ મારે મન તો માની જગાએ છે. જુદા રહેવા માટે મારી પત્નીનો આગ્રહ છે પણ મને તે ફાવતું નથી. તેથી જ મેં એમ ઠરાવ્યું છે કે દરેક જણ સ્વતંત્ર છે."

એમ કહી મેં દૂધ દોહવાની શરૂઆત કરી. મારાં

અ. સૌ. બહાર ને બહાર જ મૂંઝવણમાં ઊભાં હતાં. ભાઈ–બહેન બન્ને દરવાજામાં ગયાં ને મારી સૌભાગ્યવતીની આંખો પાણીથી ભરાઈ ગઈ.

"કેમ, ઠીક છે ને ?"

"હા, ઠીક છે." ઠીક કહેતાંની સાથે જ આંખમાં પાણી ઉભરાવા લાગ્યું.

હવે તે રાતની વાત કહું ?

"આ શું વળી ? મારી સાથે બોલવું ય નથી ?"

"તમારી સાથે બોલવાની મારી લાયકાત નથી."

"આવું તે શું બોલતા હશો ?"

"આવું કેમ ? તમને ગમે તેવું જ હું બોલું છું."

"માફ કરો, મારી ભૂલ થઈ. હવેથી હું તમારી ઈચ્છા મુજબ જ વર્તીશ."

મને પણ હવે વધુ વખત તાણવું ઠીક ન લાગ્યું. મેં સમજાવટથી કામ લીધું અને પછી હસતાં હસતાં જ તેને પૂછ્યું, "હવે હું કાંઈ કટાક્ષમાં નથી પૂછતો પણ કહે જોઈએ, મારાં ભાભીમાં તને શી ખામી દેખાય છે ?"

"મેં કદી એવું કહ્યું છે ?"

"તો પછી સ્વતંત્ર થવાની વાતો શા માટે ?"

"મારી ભૂલ થઈ. મેં કબૂલ કર્યું ને ?" થયું. તે દિવસથી ફરી બધું સરખું ચાલવા લાગ્યું. અમારા

ઘરમાં ફાટફૂટ થશે એવો ડર હતો તે ખોટો પડયો. આ આખા તોફાનમાં મારાં ભાભીનું વર્તન અભ્યાસ કરવા જેવું હતું.

મારાં ભાભીએ એકવાર જોઈ લીધું કે મારી પત્નીની બુદ્ધિ સ્વતંત્ર છે. બોલવા જઇશું તો આપણું અપમાન થશે તેથી સાસુના હાથ નીચે વહુ વર્તે તેમ મારી પત્ની સાથે ભાભી રહેતાં. મારાં ભાભીનું આખું વર્તન જ એવું હતું કે કદી કોઇની આંખે ચઢે નહિ.

મારા મનમાં એક કોયડો કાયમ રહ્યા કરે છે અને તે એ કે સારાં માણસો—આનંદી માણસો બધે સુખી શા માટે નથી હોતાં? પૂર્વજન્મ કે આવનાર જન્મનું કારણ હશે? ના, ના! એ ભાંજગડમાં કશું પણ નહિ સમજાય.

આપણે માણસની આકૃતિ ઉપરથી તેના સ્વભાવની—ચારિત્ર્યની કલ્પના કરીએ છીએ પણ તેનું મન નિર્મળ હોય જ છે એમ શા ઉપરથી કહી શકાય? અલબત્ત તેના મનમાં ખરાબ વિચાર કાયમ નહિ આવતા હોય અને ખરાબ વિચારનાં પરિણામ પણ તેને ભોગવવાં નહિ પડતાં હોય પણ ભૂલથીયે આવતા અને અંદર ને અંદર દબાઈ જતા ખરાબ વિચારોથી મનની દૃઢતા શું ઘટતી નથી? મનમાં સહેજ પણ મલિનતા નથી આવતી?

છ૮, અતિ વિચાર અને અવિચાર બન્ને ખરાબ

જ હોય છે. મને વળી આ વિચારો શા ઉપરથી સૂઝયા ? હા ! મારાં ભાભીને તે વખતે કસુવાવડ થઇ હતી. તેમને છોકરો આવ્યો હતો, પણ પુત્રપ્રાપ્તિ અને પુત્રહાનિ એ બન્નેની વેદનાઓ થોડી જ મિનિટોને અંતરે તેમને ભોગવવી પડેલી. મારાં ભાભી આગળ ભગવાને જાણે એક નાટક જ ભજવ્યું ! નર્સે દીકરો આગળ ધર્યો ત્યારે શું એનું નાક અને શું એની આંખો હતી !

પણ એ તેજસ્વી આંખો બંધ થઇ. દાદાએ આંસુ લૂછતાં લૂછતાં પાંચ જ મિનિટ પછી કહ્યું:

" લાવ, એને મારી પાસે."

છોકરો આમથી તેમ ગયો ! માના ઉદરમાંથી બહાર આવ્યો અને પૃથ્વીના ઉદરમાં સમાયો.

તેનું નામ શું ? તેનું કામ શું ? મારા દાદા–ભાભીને તેનો ઉપયોગ ફક્ત ફટકડીના ગાંગડા જેવો થયો ! ફટકડીનો ગાંગડો આંખમાં ફેરવીએ તો આંખ સાફ થાય છે ને આંખમાંથી પાણી આવે છે. તે જ પ્રમાણે દાદા અને ભાભીની આંખમાં તે ફટકડીની જેમ અંજાયો, તેમની આંખોમાંથી પાણી આવ્યું અને આંખો સાફ થઇ હોય તેમ તેમની દૃષ્ટિમાં ફરક પડયો. કાલની જ દુનિયા તેઓ આજે જોતા હતા પણ દુનિયા તરફ જોવાની તેમની આજની દૃષ્ટિ તદ્દન જુદી જ હતી.

આવી જ વળી બીજી બે કસુવાવડો થઈ. તોપણ ભાભીની આનંદી વૃત્તિમાં સહેજ પણ ફેરફાર ન થયો.

હું પણ એક છોકરાનો બાપ થયો. મન ઉપર કેટલાક સંસ્કાર ખરેખર વજ્રલેપ જેવા જડાઈ જાય છે. મારા દીકરાનું વર્ણન આપતાં મને સંકોચ થાય છે!

એ એક ભગવાનના ઘરનું પ્રાણી હતું. એ ભાભીને પ્રાણથી પણ વહાલો હતો. બિચારો મા કરતાં મારાં ભાભી પાસે જ ઝાઝું રહેતો, તેથી મારી સૌભાગ્યવતીને વળી ભૂત વળગ્યું. તે મને કહેવા લાગી, તમે આવા ભોળા ને ભોળા ક્યાં સુધી રહેશો? ભાભી આપણા બાબા તરફ કંઇ સારી નજરે નથી જોતાં. તેમનાં છોકરાં જીવતાં નથી તેમાં આપણે શું કરીએ? તેથી શું મારા છોકરાની અદેખાઈ કરાય? જુઓ, પરમ દિવસે આખો દિવસ એ એમની પાસે જ હતો, તેથી કાલે ધાવ્યો નહિ. મંદિરે દર્શન કરવા ગઇ હતી, ત્યારે મેં નજર ઉતારી પછી જ ધાવવા લાગ્યો. જુઓ, છોકરો જીવાડવો હોય તો કંઈક ઉપાય કરો!”

મારી આંખ સામે બે સ્ત્રીઓ ખડી થઇ. એક મારી સૌભાગ્યવતી અને બીજાં મારાં ભાભી! બન્ને સાથે મારો નજીકનો સ્નેહસંબંધ! મારું મન ખિન્ન થયું. મને લાગ્યું કે સ્ત્રીજાતિ વિષે ખરાબ કે સારું હું કયે મોંએ બોલું?

કોઈ કહેશે કે મારું સ્ત્રી તરફ જોવાનું દૃષ્ટિબિંદુ જ સદોષ હશે, પણ આમ કહેનારને હું શું જવાબ આપું? માણસ જ્યારે પોતાની જાતને જ ગાળો દેવા લાગે, ત્યારે તેના પોતાના જ દુર્ગુણો તેને ખૂબ નડયા હશે, એમજ માનવું રહ્યું ને? મારી સ્ત્રીને હું જ વખોડું છું. તે સારી દેખાય, તેના વિચારો ઉદાત્ત લાગે એ ખાતર તેની નજરે પણ મેં પરિસ્થિતિનો વિચાર કરી જોયો; પણ તેના બધા જ વિચારો એકલવાયા! કોઈનું પણ ઉપરીપણું તેને નહોતું જોઇતું. ગમે તેવા નાના કારણસર પણ નકામી ધમાલ કરવાની તેની ટેવ હતી.

મેં કહ્યું, "ભાભીએ મારો દીકરો તેડયો તેથી તેને નજર લાગી પણ તેને તારી જ–તેની જ માની નજર નહિ લાગી હોય એની શી ખાતરી? અને મારી નહિ લાગી હોય એમ શા ઉપરથી જાણ્યું?"

"જાઓ, જાઓ; પોતાના જ માણસોની તે વળી નજર લાગતી હશે?"

"તો શું ભાભી પારકાં છે? અને પોતાના જ માણસો એટલે માત્ર તું અને હું એવો અર્થ હોય તોપણ આપણી નજર નહિ લાગે એમ શાથી કહેવાય? ધાર કે મારે હાથે છોકરાને વધારે પડતું અફીણ પાવામાં આવ્યું, ત્યારે તું કે હું તેના માણસો છીએ તેથી કંઇ તેનો પ્રાણ જતો બચી જશે?"

"જુઓ, તમને ફાવે તેમ વર્તો પણ મારા લાલ માટે આવું અશુભ ન બોલતા. બોલતાંયે કંઇ શરમ નથી આવતી?" એમ કહી, છોકરાને છાતી સરસો ચાંપી, તેને ચુંબન કરી, મારી પત્ની બહાર ગઇ અને આ રકઝક સાંભળીને જ જાણે મારાં ભાભી ત્યાં આવ્યાં.

"કેમ ભાઈ! આજે વળી નવું આખ્યાન માંડયું છે કે શું?" ભાભીએ સહેજે પૂછયું. મેં ભોળપણુમાં બધું કહી દીધું, પણ તેથી ભાભીના સ્વાભિમાની હૃદયમાં એક આંટી ચઢી ગઈ.

શા માટે ન ચઢે? ભૂલ મારી હતી. બિલકુલ "ખુલ્લું હૃદય" એટલે કંઇ આવું કહેવાય! "તમે છોકરાને તેડો છો તેથી નજર લાગે છે; એમ મારી સ્ત્રી કહે છે." એવું કહેવાની મારે શી જરૂર હતી? મારી સ્ત્રી તો મૂર્ખ હતી, પણ હું તો ડાહ્યો હતો ના? તો પછી આ ઝેર મેં ભાભીને કેમ ચઢાવ્યું? પણ આ વિચારોનું ડહાપણ હવે શા કામનું? ભાભીએ હસતાં હસતાં મારું સાંભળી લીધું, ને સાંભળ્યું ન સાંભળ્યું કરી બીજા જ કોઈ વિષય ઉપર બે શબ્દ બોલી તેઓ નીકળી ગયાં.

પછી બે ચાર દિવસોમાં જ ભાભીએ મારા છોકરા પ્રત્યેની માયા નિષ્ઠુરતાથી સંકેલી લેવાની શરૂઆત કરેલી મેં જોઇ.

એક દિવસ એવું બન્યું કે મારી પત્ની આમતેમ નજીકમાં જ ક્યાંક ગઇ હતી. ભાભી પોતાની ઓરડીમાં બેઠાં હતાં, અને મારો બાબો નીચે જ પાસેના ઓટલા ઉપર રમતો હતો. ભાભી હમણાં હમણાં કોઈનીયે સાથે ઝાઝું બોલતાં નહોતાં. તેઓ પોતાના મન સાથે જ હસતાં–રમતાં અને બપોરે સહેજ સ્વસ્થતા મળે એટલે 'દાસબોધ' નહિ તો 'નવનીત' લઈ વાંચવા બેસતાં.

અત્યારે તેઓ પાટલા ઉપર ચોખા લઇ વીણવા બેઠાં હતાં. વીણેલા ચોખા નીચે સુપડામાં નાખતાં નાખતાં તેઓ મોઢેથી ગણગણવા લાગ્યાં :—

"ગંગોત્રી કેદાર બદ્રીનારાયણ ! ચાલો જોઈએ ખરે !
હિમાલયનો સુંદર વાયુ ! ઠંડો લાગે શરીર ને રે;
ઠંડો લાગે શરીર—

હરિદ્વાર તે દ્વાર હરિનું ! પહેલાં કરી ને તીર્થવિધિ,
પિંડદાન ને બ્રાહ્મણભોજન ! ગંગાપૂજન યથાવિધિ.
ગંગોત્રી કેદાર બદ્રીનારાયણ ! જોઈએ ચાલો તો ખરા.

આટલું બોલી તેઓ સ્તબ્ધતાથી પાટલા ઉપરના ચોખા તરફ જોઈ રહ્યાં.

હિંદુમાનસની એક ગમ્મત જોવા જેવી હોય છે. તે ગમે તેટલું સુધારક હોય કે કુધારક હોય, મોંથી ગમે તેવું બકે તોપણ કેળના થાંભલા, ઘીનો દીવો,

દીવી, ધૂપ વગેરે વસ્તુઓ જોતાં જ ગમે તેવું પત્થરનું હૃદય હોય તોપણ તેમાં આર્દ્રતા આવી જાય છે. વળી કેટલાક શબ્દ જ એવા છે કે તેને પૂર્વાપર સંબંધ વગર જ એમ ને એમ બોલીએ તોપણ મનમાં ઉદાત્તતાની ભાવના જાગે છે. દાખલા તરીકે હરિદ્વાર, કૈલાસ, શ્રીરંગ, વિઠુબા, પરબ્રહ્મ, પરમાર્થ, બ્રહ્માર્પણ—!

આ શબ્દોના અર્થ બધા જ જાણે છે એમ નથી; પણ અર્થ ન સમજાય તોપણ મનને સંતોષ થાય છે! ફૂલની સુગંધ લેવાનું કોઇને શીખવવું પડતું નથી, તેવું જ ઉપલા શબ્દોનું પણ છે.

ઉપલું ગીત ગાવાની શરૂઆત કરતાં પહેલાં ભાભીનું મુખ સહેજ ઉદાસ જણાતું હતું, પણ—

"હિમાલયનો સુંદર વાયુ! ઠંડો લાગે શરીરને રે;
ઠંડો લાગે શરીર—"

કરમાઇ જતાં ફૂલો ઉપર પાણી છાંટીએ તો તે ફૂલો તરત જ જેમ જીવતાં દેખાવા લાગે છે તેમજ મારાં ભાભીના મોં ઉપર ઉલ્લાસનું તેજ દેખાવા લાગ્યું. બહાર ઓસરીમાં રમતા મારા બાબાના કાન ઉપર આજે ત્રણ ચાર દિવસ થયાં ભાભીનો શબ્દ આવ્યો નહોતો, તેથી તે બેબાકળા જેવો બન્યો હતો. તેમાં ભાભીના "હિમાલયનો સુંદર વાયુ, હરિદ્વાર તે દ્વાર હરિનું' વગેરે શબ્દો તેના કાને પડ્યા એટલે તે શોધક મુદ્રાથી આમતેમ જોવા લાગ્યો.

ક્યાં ! ક્યાં ! અરે દેખાતાં તો ક્યાંયે નથી ! ! ! મારો બાબો ઓસરી ઉપર જ બધે જોવા લાગ્યો.

પણ ક્યાંય નથી દેખાતાં ! અને તેણે સહેજે ઓરડીમાં ડોકીયું કર્યું તોય શું ? તેણે ખોવાયેલો આનંદ—! પણ—

બાબાએ પોતાની તરફ જોયું કે તરત જ, ભાભીએ બેઠાં બેઠાં જ બારણું ઢકેલી વાસી દીધું. આ બધું જોઇ હું ગળગળો થઈ ગયો.

બાબો બારણું ઠોકવા લાગ્યો. તેના મોં ઉપર ખિન્નતાનું હાસ્ય હતું અને તેનું બાલસંગીત પણ ચાલુ હતું !

હું લપાતો લપાતો ઓસરીમાં ગયો અને બારણાની બાજુએ ઊભો રહી બાબાને બારણું ખોલી આપ્યું. બાબો એકદમ અંદર ગયો પણ ભાભીએ ડાબે હાથે તેને અટકાવ્યો અને કહ્યું, " બાબા, અંદર નહિ આવવાનું હો. મા ક્યાં ગઇ ? જા, જા, મારી તરફ જોઇ હવે મને તારી માયા લગાડવાની નથી હો ! "

બાબો ભાષા નહોતો શીખ્યો, તો પછી સમજે પણ શું અને જવાબ પણ આપે શું ?

અન્તે ભાભીએ તેને તેડ્યો ને ઓસરી ઉપર લાવીને મૂક્યો. તેની આગળ રમકડું નાખી તેની

નજર ચૂકવી તેઓ પોતાની ઓરડીમાં જવા લાગ્યાં; પણ બાબાએ તો તેમના લુગડાનો છેડો જ પકડી લીધો !

આ બધું હું જોઇ રહ્યો છું, તેનો ભાભીને ખ્યાલ સરખોય નહોતો. તેઓ તો બાબાને પોતાનાથી દૂર કરવાનો પ્રયત્ન કરતાં હતાં અને બાબો એમનું માનતો નહોતો !

આવા પ્રશ્નોનો ઉકેલ કુશળતાથી લાવવો એનું જ નામ સંસાર ! નહિ તો ભાભીએ બાબાને બે થપાટ ચોડી દીધી હોત તો કામ સહેજે પતી જાત ! ઘરની બિલાડી પગમાં ને પગમાં અથડાયા કરે ત્યારે આપણે એને હડસેલી નથી મૂકતા ?

એટલામાં મારી સૌભાગ્યવતી ત્યાં આવી. ભાભી અંદર ચાલ્યાં ગયાં. સૌભાગ્યવતીએ બાબાને ઉચકી લીધો; પણ તે રડવા લાગ્યો. તેને ભાભી પાસે જવું હતું ! મારી પત્નીનું ધ્યાન મારી તરફ ખેંચાયું. મને જોઈ તેને પોતાના બાળકનું મહત્ત્વ વધુ જણાવા લાગ્યું. તે મારી તરફ અભિમાનથી જોઈ કહેવા લાગી, "બાબો આજે બે ચાર દિવસથી બહુ જ રડ્યા કરે છે. તમે તો એને લો !"

મેં નિષ્ઠુરતાથી કહ્યું, " ના, મારી તેને નજર લાગશે. હું તેને આજે બે દિવસ થયાં લઇને ફરું છું તેથી જ રડતો હશે ! તું જ તેને લઈને ફર. હું ઘરકામ કરીશ !"

"આમ શું કામ તમે બધાં મને અને મારા બાબાને તરછોડતાં હશો—" અને પછી તો કેટલોય ન સંભળાય તેવો બકવાદ કરી નાખ્યો.

"હા, દુનિયામાં જન્મેલું એ પહેલું જ બાળક, અને તેથી બધા તેનો દ્વેષ કરે જ ના!" મેં ખીજાઈને કહ્યું, "ડાકણ! લાવ એને, આપ મને. તું તેની મા નથી પણ કેવળ આયા છે."

મેં ઉતાવળે બાબાને તેડ્યો અને ઓસરી ઉપરથી જ બૂમ પાડી ઊઠ્યો, "ભાભી, ઓ ભાભી, છાનાં માનાં. બહાર આવો" ભાભી ડરતાં ડરતાં બહાર આવ્યાં અને પૂછવા લાગ્યાં, "ભાઈ, મને બોલાવી?"

મેં ગળગળા થઈને કહ્યું, "ભાભી, ઓ મારી મા! મારા તરફની તેમજ મારા આ બાળક પ્રત્યેની તમારી મમતા આમ સંકેલી ન લો. ભાભી, હું ભોળો છું. બધું તમારી આગળ ખુલ્લા દિલથી કહું છું. તેથી શું તમે આવાં નિષ્ઠુર થશો? નહિ ચાલે. લો, આને લો અને મને વચન આપો કે હમણાં તમે જે નિષ્ઠુરતા બતાવી તેવી ફરી કદી નહિ બતાવો!"

ભાભીએ કહ્યું, "ભાઈ,—"

"ભાભી! એક શબ્દ પણ બોલશો મા! પહેલાં આને લો અને પછી બધું કહેજો."

"પણ—બાબો મારા કરતાં પણ વધુ પ્રેમભર્યા સ્થાને

છે. ત્યાં જ તે શોભે. ભાઇ ! તમે ત્રાગું શાને કરો છો ? ગાંડા થયા છો ? મારા નસીબમાં એ સુખ નથી. કોઇના નસીબમાં એ હોય છે, તો કોઈને પારકાનું દૂરથી જોવાનું હોય છે ! પણ સાચું કહું, ભાઇ ! બન્નેમાં સુખ સરખું જ હોય છે ! જુઓ બાબો કેવો લહેરમાં છે ! અરે ગાંડા, મારી તરફ શાનો ઝપટ નાખે છે ? તું છે ત્યાં જ સારો છે, મારા બાળુડાને માટે એક ગીત ગાઉં ?

"કચેરીની સામે, નાચતો લીલો દીવો;

"શોભતો બાળ કેડે, ભાઇના મારા.

"હાં, હવે હસ તો દીકરા ! પણ ત્યાં જ બેસીને હસવાનું હો !"

હું વધુ ગળગળો થયો. મોંમાંથી શબ્દ નીકળે જ નહિ. છતાં મેં કહ્યું, "ભાભી ! વાત ફેરવી નાખી મને આમ છેતરશો નહિ. હું ખીજાઈને તમને પૂછું છું. તમે મારા બાબાને લેશો કે નહિ ?"

ભાભી મારી તરફ જોયા વગર જ બોલ્યાં, "બહેન, બાબો તમને બોલાવે છે. તેને લઈને બેસો, નહિ તો તેને જરા ફેરવો. હું ઘરનું કામકાજ કરું છું." મારી સૌભાગ્યવતી ત્યાં આવી. ભાભી ત્યાંથી જવા લાગ્યાં. મેં બૂમ પાડી, "ભાભી ! એક ડગલું પણ આગળ વધ્યાં તો મારા

સમ છે.” પછી પત્ની તરફ ફરીને મેં કહ્યું, “ભાભીને બાબો આપ. !”

મારાં પત્નીએ બધી પરિસ્થિતિ સમજી લીધી અને બાબાને મારી પાસેથી લઇ ભાભીના હાથમાં આપતાં તેમના કાનમાં કહ્યું, “બહેન, મારી ભૂલ થઈ છે. મને માફ કરો; નહિ તો એ આખું ઘર માથે કરશે.” ભાભીએ બોલ્યા વગર જ છોકરાને તેડી લીધો. તે લુચ્ચાનો આનંદ તો જાણે સમાતો જ નહિ ! તે હસવા લાગ્યો. ભાભીએ પણ ગઇ ગુજરી વિસર્યાનો દેખાવ કરી પ્રસંગ પાર પાડયો.

સૂર્યાસ્ત પછી સાચું અંધારું આવે છે, પણ આપણે જેમ કૃત્રિમ પ્રકાશ ઉત્પન્ન કરી રાત્રિને પ્રકાશમય બનાવી આપણો વ્યવહાર ચલાવીએ છીએ, તેમ ખરું જોતાં અમારા મનની સાચી પ્રસન્નતા સૂર્યાસ્તની જેમ અદૃષ્ય થઇ હતી; પણ કૃત્રિમ હાસ્યની મનસફાઈ વડે બત્તી સળગાવી, અમે વ્યવહાર ચલાવતાં હતાં.

અમારા બધા ઝઘડાઓ બંધ થયા. પરીક્ષાની તૈયારી થઈ ન હોય તો ‘નાપાસ’ની છાપ લેવા કરતાં પરીક્ષામાં બેસવાનું જ આપણે ટાળીએ છીએ, તેવી જ રીતે અમે ઝઘડાના પ્રસંગ ટાળતા, પછી ઝઘડા થાય જ કયાંથી ?

પણ તેથી અમારા ઘરનું-કુટુંબનું સ્વરૂપ નષ્ટ

થઈ ગયું. અમે ઘરનાં માણસો જાણે ધર્મશાળાના મુસાફરો બન્યા હતા !

મિલનસાર સ્વભાવને જ હું સો એ સો માર્ક આપું છું. બીજા પરચુરણ હજાર દોષ હોય તોપણ એક મિલનસાર સ્વભાવ હોય તો—

પણ તે નથી અને તેથી જ આજની કુટુંબપદ્ધતિ છિન્નવિચ્છિન્ન થયેલી જણાય છે.

દાદા !

હા, તેને માટે મેં હજી બહુ જણાવ્યું જ નથી ! કારણકે મારા લગ્ન પછી તે ઘરમાં બિલકુલ મૂંગો રહેવા લાગ્યો હતો ! " હા, ના; ના, ના; કાંઈ નહિ—" એવો ઘડિયાળના લોલકની જેવો તેનો જીવનક્રમ હતો. તેનો સ્વભાવ મૂળ ઓછા બોલો; છતાં તેણે હમણાં બોલવાનું એટલું બધું ઓછું કરી નાખ્યું હતું કે મારો દાદા મૂંગો છે કે શું એવી મને જ કોઈ કોઈ વાર શંકા થઈ આવતી. ભાભી સાથે પણ બેચાર વાક્યો બોલે, પણ હું ઉપરવટ થઇ પૂછવા જઉં તો જવાબ આપે, એટલું જ !

દાદાની તંદુરસ્તી પહેલેથી જ સારી નહોતી. તેમાં ઘણાં વર્ષ પ્રેમની ભીનાશ વિના ગાળેલાં, વળી તેનો સ્વભાવ એકદમ હળવો, કોઈ પણ ચીજથી તે દુભાઈ જતો. કોઈ અપ્રાપ્ય વસ્તુ માટે જ દુઃખ કરવા બેસે. આ બધું કોઇના ધ્યાનમાં પણ ન આવે. હું

ઘણી જ બારીકાઇથી કહું છું, એનું કારણ એ છે કે હું તેનો સગો ભાઈ ને આટલાં વર્ષોનો તેની સાથે મારો નિકટ સહવાસ તેથી મારા ખ્યાલમાં આવ્યા વગર કંઈ રહે ?

કોઇ ગમે તેમ કહે પણ દરેક જણે પોતાના મનની બાબતમાં જ વિશેષ મહેનત લેવી ઘટે છે. આપણે રહેવા માટેનું મકાન જેમ હવા–અજવાળાવાળું શોધીએ છીએ, તેમ આપણે પોતાના મનની આસપાસ પણ હવા–અજવાળાનું વાતાવરણ ઊભું કરવું જોઈએ. અને દરેક જણાએ એ ધ્યાનમાં રાખવું જોઇએ કે, મકાન શોધ્યા પછી તેમાં કંઇક ને કંઇક અગવડ વેઠવી જ પડે છે. દાખલા તરીકે : કોઈ જગાએ મકાન લઈએ તો શાક મારકીટ નજીક હોય ને સગાંવહાલાંનાં મકાન દૂર રહે છે. સગાંવહાલાની નજીક જઈએ તો શાકભાજી દૂર જાય છે. તેવી જ રીતે કેટલીક વસ્તુઓ જ પોતાના મનના કબજામાં રહી શકે છે ! વગેરે.

આ બધા વિચારો આવવાનું કારણ એ કે ખરું જોતાં દાદાના લગ્ન પછી તેની સ્થિતિ સુખી રહેવી જોઈતી હતી. તેમાં ભાભી જેવું રત્ન મેળવવાને તે ભાગ્યશાળી થયો હતો ! પણ તેની વિચાર કરવાની રીત જ કંઈ વિચિત્ર હતી ! તેના વર્તન ઉપરથી તો એમ જ લાગે કે એના મનમાં આ પ્રમાણેના વિચારો ચાલતા હોવા જોઈએ : “ આજ સુધી મેં આવું નિષ્પ્રેમ એકલવાયું જીવન વીતાડયું. આજે મારી આગળ સુખનો

થાળ ભગવાને મૂક્યો છે, પણ એને હું સાચવી શકીશ? અરે, મારી પત્ની એવી સુંદર, એવી સદ્‌ગુણી એવી પ્રેમાળ છે! પણ ના ના, ભગવાનની કંઇક ભૂલ લાગે છે. આટલા બધા સુખને હું પાત્ર નથી. ”

અને આથી જ મારો દાદા સંસારમાં સંકોચાઇને વર્તતો હતો.

મારાં ભાભીનો સ્વભાવ મધમાખી જેવો હતો. મળે ત્યાંથી નિર્મળ, નિષ્પાપ આનંદ એકઠો કરે અને તેની સુગંધ આખા કુટુંબમાં ફેલાવે! પણ કેટલાકના નસીબમાં આવો તૈયાર આનંદ લેવાનું હોતું નથી અથવા તો તેઓ લેતા નથી. તેઓ માત્ર સુખના ચોકીદારો જ હોય છે.

તેઓ એવા આનંદના માલિક હોવા છતાં પોતાની કિંમત “ઇમ્પીરિયલ બેંક ”ની આસપાસ સશસ્ત્ર પહેરો ભરનાર પોલીસ જેટલી જ આંકે છે! તેઓ માત્ર સુખનો અવાજ સાંભળે છે અને બોલી ઊઠે છે કે “ શું આ ત્રાસ! ” મારા દાદાની ઠીક આવી જ સ્થિતિ હતી.

હમણાં હમણાં, શાથી કોણ જાણે પણ તેને એમ લાગવા માંડ્યું હતું કે પોતે હવે થોડા જ દિવસ જીવવાનો છે. એમ તો તેને માંદગી વગેરે કશું જ ન હતું. પણ તેને એમ લાગ્યા કરતું કે પોતે જો વહેલો મરવાનો હોય તો પછી પત્નીએ પોતાનાથી પહેલાં મરવું

જોઈએ એમાં જ બધું ઠીક છે. આનું કારણ શી રીતે કહી શકાય? પણ ધણીની પહેલાં ધણિયાણીએ મરવું જોઇએ, એવી તેની માન્યતા હતી. તે માન્યતાની સામે વ્યાખ્યાન આપવાથી શું વળે ?

આખી દુનિયા કદી સુધરી શકે ખરી?

દુનિયા એક અપૂર્વ કોયડો છે. એક બાજુથી સાંધવા જાઓ તો બીજેથી જ ફાટશે! પ્લેગનો વાયરો ચાલ્યો ગયો એમ કહી છૂટકારાનો દમ ખેંચીએ ત્યાં તો ઈન્ફ્લુએંઝા ફાટી નીકળે! જૂનાં લગ્નોને ખરાબ ગણી હસી કાઢીએ. ત્યાં નવા વિચારોનો રોગ બધે ફેલાય છે!

દાદાને લાગતું હતું કે ભાભી એની પહેલાં મરે!

પણ શા માટે?

અમસ્તા જ !!

અને આ મારા ખ્યાલમાં આવવાનું કારણ એ કે મારે કાને કેટલાક શબ્દો પડયા હતા. દાદા એક દિવસ ભાભીને કહેતો હતો. "અલી, તારે આગળ જતાં તકલીફ ન વેઠવી હોય તો તું મર હવે."

"ભાભીએ પૂછ્યું, "એટલે શું ?"

"ના, એવું કાંઇ નથી. પણ મને લાગે છે કે તારે હવે મરી જવું જોઇએ. મારા પછી જીવવું સારું નહિ." દાદાએ કહ્યું.

તેમ છતાં ભાભીએ હસતાં હસતાં કહ્યું. "મરવું શું મારા હાથમાં છે? અને તેવી સાચે જ આપની ઇચ્છા હશે, તો જરૂર હું તમારાથી પહેલાં મરીશ."

આ સંવાદને ઘણા મહિના વીતી ગયા. વચમાં દર આઠ દિવસે દાદા ભાભીને કહેતો કે હવે તો તું મર!

આ બાબતમાં ભાભીએ એક દિવસ દાદાને કહ્યું, "વારું ત્યારે હવે હું મરીશ. તમે જ કહો ક્યારે મરું."

"એમ નહિ, પણ મને હમણાં હમણાં લાગે છે કે તારે મારા પહેલાં મરવું જોઇએ. ક્યારે શું? ગમે ત્યારે પણ મારા પહેલાં મરજે એટલે બસ!" ભાભીએ તે પણ કબૂલ્યું. જાણે મરવું એટલે રાણી બાગમાં ફરવા જવું! આવી જાતના દુઃખી વિચારોનો પવન ફૂંકાવા લાગ્યો.

પણ આ બધાં આવતાં તોફાનનાં પૂર્વ ચિહ્નો છે, એમ હું તે વખતે સમજી શક્યો નહિ!

---

**એ**ક દિવસ અમારો દાદા ઓફીસમાંથી કરમાયા જેવો ઘેર આવ્યો. તેને તરત જ તાવ ચઢ્યો અને અંતે તે તાવ ન્યૂમોનિયાનો નીકળ્યો.

આજે તેના તાવનો નવમો દિવસ હતો. ડૉક્ટરે કહ્યું હતું કે ગભરાવાની કશી જ જરૂર નથી અને તેથી જ હું ગભરાયો હતો! કારણ કે કેસ ગંભીર હોય ત્યારે જ ડૉક્ટર લોકો છાતીએ હાથ દઈ કહે છે કે ગભરાશો નહિ, અને એકદમ સાદો કેસ હોય ત્યારે ડૉક્ટરો કહે છે કે, "ઠીક વખતસર આવ્યા હો! હજી બે દિવસ કાઢયા હોત તો કેસ હાથમાં ન રહેત."

વખત સવારના નવ સાડાનવનો હતો. હું દાદાની પાસે બેઠો હતો, અને ભાભી નહાવાની તૈયારીમાં હતાં.

આજે આઠ નવ દિવસથી એક વાત—વિસંગત કે સુસંગત એ હું નથી કહી શક્તો—મારા ખ્યાલમાં આવી હતી. મારો દાદા આટલો બધો માંદો હતો તેમ છતાં ભાભીના પૂજાપાઠ વ્યવસ્થિત રીતે ચાલતા હતા. તુલસીની પ્રદક્ષિણાઓ વગેરે શાંતિથી થતી હતી!

અને ભાભી બે ચાર દિવસ પહેલાં મારી પાસે જે બોલ્યાં હતાં તેનો અર્થ જ હું નહોતો સમજી શકયો! અને તે એ કે "ભાઈ, મારૂં કહેવું તમને વિચિત્ર લાગશે પણ તેઓ આટલા બધા માંદા છે, છતાં મારા મનમાં સહેજ પણ અસ્વસ્થતા નથી જાગી! એનું કારણ શું હશે? મારા મનમાં તો વધુ ઉલ્લાસ અને આનંદ જણાય છે! કાલનું જ જુઓને, તમે ફૂલ લાવ્યા હતા, તેમાં મોગરાનાં સાતઆઠ ફૂલ હતાં; તેમાંના છ સાત ફૂલ તો મેં જ લીધાં અને મને કહેતાં પણ શરમ આવે છે કે જાણી જોઇને સોયદોરો લઇ ખૂબ સંભાળથી

તેનો ગજરો બનાવી મેં મારી વેણીમાં ઘાલ્યો ! મને હમણાં હમણાં ખૂબ મોજ માણવાનું મન થાય છે. નાનપણમાં ઘર માંડીને રમતાં તે વખતે જે થોડું થોડું ખાવાનું લાવતાં તે બધું જ ખાઇ નાખવાની વૃત્તિ રહેતી, તેવી જ હમણાં હમણાં મારી સ્થિતિ થઈ છે.”

ઘર માંડવાની રમત અને ખાઇ નાખવાની વૃત્તિ ! મેં મનમાં કહ્યું, “ જિંદગીની રમત કોની પૂરી થવાની છે ? ભાભીની, દાદાની કે બન્નેની ? ”

દાદાને સન્નિપાત થયો અને તેમાં તે લવારા કરવા લાગ્યો ! ભાભીએ શરીર ઉપર પાણીનો પહેલો જ લોટો રેડયો હતો અને તે જ સ્થિતિમાં તેઓ દાદાની પથારી પાસે આવ્યાં. હું એક બાજુએ ખસ્યો. દાદાએ ભાભી તરફ જોયું અને તે સન્નિપાતની અસરમાં જ બોલવા લાગ્યો, “ આ આવી મારી પતિવ્રતા ! હું એને પાંચ છ મહિનાથી કહું છું કે તું મારાથી પહેલાં મર પણ—પણ—પણ—” એમ કહી દાદા હવે બન્ને હાથે ચપટી વગાડવા લાગ્યો. અમે તેને સાચવવા લાગ્યાં, ત્યારે હરિકથાવાળાની જેમ હાવભાવ કરી તે બોલવા લાગ્યો. “ પાવના રામા ! પતિત પાવના રામા ” અને આ જ શબ્દો તે વારંવાર બોલવા લાગ્યો !

ભાભી દાદાને ઝાલીને બેઠાં હતાં. વચ્ચે જ દાદાએ ભાભી તરફ ફરીને જોયું અને કહ્યું, “ આ શું ? તારું શરીર ભીનું છે ! અંતે તેં મારું નહિ જ માન્યું.

હું તો તારા ભલા માટે જ કહેતો હતો. પણ જો તેં મારું ન માન્યું તેથી હું હવે પહેલો મરવાનો અને મારી પતિવ્રતા પછવાડે રહી જવાની! બોલ, છે કે નહિ તું પતિવ્રતા? હોય તો મૂક મારે પગે હાથ, એટલે હું આ માંદગીમાંથી બેઠો થાઉં."

ભાભીએ નાટકીય હાવભાવથી દાદાના પગ ઉપર હાથ મૂક્યો. પછી ચાર પાંચ મિનિટમાં જ દાદાની બડબડ ઓછી થઇ અને તેને સહેજે ઘેન ચઢયા જેવું થયું. તે ઊંડી નિદ્રામાં ઊતર્યો.

ભાભી ત્યાંથી ઊઠયાં. તેમણે નાહી લીધું. પૂજા-પાઠ કરી લીધા. ત્યાંસુધીમાં મારી પત્નીએ રસોઇ કરી હતી. અને નવાઇની વાત એ કે મારાં ભાભીએ મારી પત્નીને કહ્યું, "બહેન, આજે હું પહેલાં જમી લઇશ. આજે તમે અમને પીરસો. મને આજે કંટાળો આવ્યો છે." અને પછી મારી તરફ ફરીને તેમણે કહ્યું, "ભાઇ, આજે તમારાં પત્નીને હું તકલીફ આપી રહી છું! ચાલો આપણે બન્ને સાથે જમવા બેસીએ!"

મેં આનંદથી હા પાડી અને અમે બન્ને જણાં જમવા બેઠાં. મારી સ્ત્રી પીરસતી હતી.

ભાભીએ કહ્યું, "આજે રસોઇ ફક્કડ બની છે, નહિ? હમણાં હમણાં બહેન બહુ સરસ રસોઈ બનાવે છે. બહેન, મને થોડી કઢી આપો તો!"

અમે જમી રહ્યાં. ભાભીએ પોતાને હાથે પાન બનાવીને ખાધું અને મારાં પત્નીને કહ્યું, "બહેન આજે ઘરના કામકાજને હું અડવાની પણ નથી. હવે જરા સૂઈ જઇશ."

મારી સ્ત્રીએ આનંદ સાથે હા પાડી; એટલું જ નહિ પણ ભાભીને સૂવા માટે તેણે શેતરંજી પણ પાથરી આપી !

તે વખતે ભાભી મારી તરફ જોઇ બોલ્યાં "ભાઈ, હમણાં હમણાં એક માણસે ઘણું જ મળતાવડાપણું રાખ્યું છે. તમે પણ હવે એ માણસના કહ્યામાં રહેતાં શીખો." એમ કહી ભાભી જઈને સૂઈ ગયાં. તે બપોરના ચાર વાગે ઊઠ્યાં. ઊઠીને તેઓ દાદા પાસે ગયાં, ત્યાં દાદા પરસેવાથી રેબઝેબ થયો હતો.

ભાભી સંતોષથી હસ્યાં.

ધીરેધીરે દાદાની તબીયતમાં સુધારો થતો ગયો, ને દાદા ઘરમાં ને ઘરમાં ફરતો થયો.

**આ**જે તે નહાયો અને ઘરમાંથી બહાર નીકળી સહેજ ફરી આવ્યો. હું પણ દાદા સાથે જ બહાર ગયો હતો. અમે પાછા ઘરમાં પગ મૂક્યો ત્યાં તો પથારી પથરાયેલી જોઇ ! મેં પૂછ્યું, "આ કોની પથારી ?"

"ભાભીને તાવ આવ્યો છે તેથી તેઓ સૂઈ ગયાં છે." મારી પત્નીએ કહ્યું.

મેં જઇને જોયું તો ભાભીને સખત તાવ ચઢેલો હતો. હું એમ ને એમ પહેરેલાં લુગડે ડોક્ટર પાસે ગયો. ડોક્ટરને તેડી લાવી ભાભીની તબિયત બતાવી. ભાભીને પણ ન્યૂમોનીયા જ લાગુ થયો હતો.

એક પછી એક દિવસ વીતવા લાગ્યા તેમ તેમ ભાભી સૂકાતાં ચાલ્યાં. પણ જેમ જેમ વધુ સૂકાતાં ગયાં, તેમ તેમ તેમના અવાજમાં વધુ ને વધુ જોસ આવતું ગયું !

મેં કહ્યું, " શું થાય છે ?"

" શું થાય વળી ? તાવ છે, એક બે દિવસમાં મટી જશે. " ભાભીએ સામાન્ય રીતે કહ્યું.

" ભાભી, તમારી આ કેવી દશા થઈ છે ? "

" એ તો એમ ચાલવાનું જ. ક્યારેક તાવ આવે ને ક્યારેક સારું લાગે.

" આ તત્ત્વજ્ઞાન હવે બસ થયું. દવા પીવાનો વખત થયો છે ને ? "

" તમારાં રાણી સાહેબાએ મને હમણાં જ દવા આપી. હમણાં હમણાં તેઓ મારી માવજત કોઈ સગી બહેનની માફક; ના ના--સગી માની માફક કરે છે ! ત્રણ વાગે દવા પાવાની હોય તો ત્રણ ઉપર પાંચ મિનિટ પણ નથી થવા દેતાં ! ભાઈ ! મારે તમને

એક બે વાતો કહેવાનું મન છે; તે મુજબ તમે વર્તશો તો આખી જિંદગી સુખી થશો."

"ભાભી, હવે બોલશો નહિ. ડોક્ટરે જ કહ્યું છે કે ઝાઝું બોલશો નહિ !" મેં સૂચના આપી.

"પણ યાદ છે તે કહી નાખું છું. ફરી કહેવાનો વખત આવશે એમ શા ઉપરથી કહો છો ભાઇ ? તમને સાચું કહું ? આ માંદગીમાંથી હું ઊભી થઈશ એમ મને નથી લાગતું !"

"છટ્, આ શું ગાંડા જેવું બોલો છો ?"

"ઠીક એ વાત જવા દો, ભાઈ! તમે હૃદયના વધારે પડતા સીધા છો. આટલું બધું સીધાપણું દુનિયામાં નથી ચાલતું. તમે નાનીશી વાત પરથી તમારા પત્ની સાથે અણબનાવ રાખો તે ઠીક નથી. સ્ત્રીઓ તે વળી ભૂલો કરે જ! તે તો ઉંમરમાં તમારા કરતાં નાનાં જ છે ને ? એકદમ પ્રેમનું સ્થાન હોય એવી સ્ત્રી આગળ પણ પોતાનું અંતઃકરણ ખુલ્લું નહિ કરવું જોઇએ. અને હમણાં હમણાં મેં જોયું છે કે છોકરાઓનાં લગ્ન થાય એટલે સ્ત્રીનાં પિયરીયાં તરફનો એમનો પક્ષપાત વધી જાય છે. એનું કારણ તમને કહું ? તે માણસ નવી સગાઇને લીધે મીઠું મીઠું બોલે છે અને માણસ કેવો ખુશામદપ્રિય હોય છે તે તમને કહેવાની જરૂર નથી જ. પણ તમારા પોતાના માણસો કાંઇ તમારા દુશ્મન નથી, એટલું યાદ રાખીને ચાલજો.

તમારા માટે હું આ નથી કહેતી. તમારે માટે હું આની ફરીયાદ કરીશ તો ભગવાન મારા બૂરા હાલ કરશે. પણ તમે મારી સાથે મારા સગાભાઇ જેમ, મારી કૂખે જન્મ લીધેલા દીકરા જેમ વર્ત્યા, તેથી જ તમને આટલું કહેવાનું કે પારકા કુળની છોકરી તમારા ઘરમાં આવી છે, તેને તમારા કુળનું અભિમાન જાગે એવા આદરથી તેની સાથે વર્તજો અને તે પણ એમ જ વર્તે એમ કરજો." ભાભી ખૂબ સંવેદનાપૂર્વક બોલતાં હતાં.

"ભાભી, પછી કોઇ વખતે આ બધું કહેજો. સાચે જ ભાભી, હમણાં આવતો હતો ત્યાં મને ઠેસ વાગી."

"પછી ત્યાં શું લગાડયું ?"

"કશું જ નહિ."

"જાઓ ત્યારે બહેન પાસે હળદર-મીઠાનો લેપ કરાવો."

"પણ વાગ્યું છે તે જુઓ તો ખરાં ?"

"ભાઈ, મને પડખું ફેરવતાં બરાબર નથી ફાવતું."

"પણ તમે તમારો હાથ લગાડો એટલે મને આરામ થશે."

"ભાઇ, આવું શું નાના બાળક જેવું કરતા હશો !"

**આ**જે ભાભીના તાવનો નવમો દિવસ હતો.

ભાભી એકદમ ઢીલાં થઈ ગયાં હતાં. દાદા અને હું પગ આગળ બેઠા હતા. માથા પાસે મારી પત્ની તેમની સારવાર કરતી હતી.

"ભાઇ, એકવાર તમારા બાબાને અહીં લાવો તો, મને છેલ્લીવારનો જોવા દો." ભાભીએ કહ્યું.

"ભાભી, આવું અશુભ બોલવાનું નથી હો! છેલ્લીવાર શાને કહો છો? તમે શું ઘરડાં થઇ ગયાં છો?"

"તમે તો સાવ છોકરવાદી અને વધુ પડતા આશાવાદી છો, ભાઈ!" ખિન્નતાથી હસતાં ભાભીએ કહ્યું: "હવે આમાંથી હું જીવવાની છું? એકવાર બાબાને લાવો ને!"

દાદા કશું જ બોલતો નહોતો. પણ છાનો માનો અશ્રુપાત કરતો હતો.

હું બાબાને લઇ આવ્યો, પણ હમણાં હમણાં તે ભાભી પાસે જતાં ડરતો હતો. મેં પરાણે પરાણે એને ભાભીની પાસે મૂક્યો: તે ભાગવા લાગ્યો. "જુઓ ભાઈ, બાબો કેવો ડાહ્યો છે! તેણે મારા તરફની મમતા હમણાંથી જ તોડી નાખી છે! ભાઇ, મને પરસેવો આવે છે."

કોઈ ખડકમાંથી જીવતું ઝરણું નીકળે તેમ ભાભીને શરીરે પરસેવો છૂટતો હતો. થોડીવારે ભાભીએ ખૂબ જ અશક્ત અવાજમાં પૂછ્યું, "મારે કપાળે ચાંલ્લો છે ને?"

"ભૂંસાઈ ગયો લાગે છે! થોભો, હું બીજો ચાંલ્લો કરું!"

મારું વાક્ય પૂરું થાય તે પહેલાં જ દાદા ઊઠ્યો અને તેણે ભાભીને કપાળે ખૂબ મોટો કંકુનો ચાંલ્લો કર્યો! હું ધ્રૂસ્કે ધ્રૂસ્કે રડવા લાગ્યો. ભાભી હવે છૂટા છૂટા શબ્દે મહામુસીબતે બોલ્યાં, "ભાઇ! આ શું? આમ માંદાની પાસે રડવું ન જોઇએ. માંદાને હવે તકલીફ થાય. હું તો હવે કંકુનો થાળ ભરીને જાઉં છું.–" ભાભીએ વચ્ચે જ દાદા તરફ જોયું અને કહ્યું. "અકસ્માતથી મૃત્યુ ભલે હોય; પણ એમની ઇચ્છા મુજબ થાય છે."

ભાભીનો શબ્દ સંભળાતો બંધ થયો અને દાદાનો રુદનસ્વર સંભળાવા લાગ્યો.

સાંજનો સમય થયો.

ઘરમાં બત્તીઓ સળગી તે પહેલાં મારી પત્નીએ દેવમૂર્તિની સામે ઘીનો દીવો કર્યો અને ભાભીના શરીરમાંના દીવાની જ્યોત હોલવાઇ ગઈ!

તાણ વિના, આંકડી વિના, તકલીફ વિના, જેમ પાલવનો પવન નાખી દીવો હોલવી નાખીએ, તેમ તેમની ડોક એક બાજુએ ઢળી પડી અને પ્રાણજ્યોત બુઝાઇ ગઈ!

દાદાએ શરમ મૂકી મારી સામે ભાભીના મુખે ચુંબન કર્યું.

અને હું! જેમ રૂનું પતંગિયું હાથમાંથી છટકીને ઊડી જાય ત્યારે નાનાં બાળકો આમતેમ દોડે છે, તેમ ભાભીના પ્રાણનું પતંગિયું ક્યાંય નજરે પડે એ માં હું આમતેમ જોવા લાગ્યો.

મારા મનના વિચારો ખલાસ થયા. ભાભીના ચારિત્ર્યનો શુભ ચિતાર મારી આંખ સામે તરવરવા લાગ્યો. હું મનમાં ગણગણતો હતો :

" પ્રકાશ નાઠો, તમ ખોવાયું,
શું દશાને કહીએ ?"

વાચકો! મને માફ કરજો. અહીં સુધી તો ગમે તેમ કરીને વાર્તા લખી શક્યો; પણ હવે કલમ ઉપર મારો કાબૂ જ નથી રહ્યો. વાર્તા જેવી રીતે પૂરી થવાની હશે તેવી રીતે થશે. અરે, વાર્તામાં હવે પૂરું થવાનું બાકીયે શું રહ્યું છે!

પ્રાણ નીકળી ગયા પછી માણસ ખલાસ થાય એ વાત સાચી છે, તેમ છતાં તેની પ્રેતયાત્રા તે નીકળે જ છે. તેવી જ રીતે આ વાર્તા અહીં સમાપ્ત થાય છે, હવે પછી આ કથાનકની પ્રેતયાત્રા જ આવે છે

ભાભીની પ્રેતયાત્રા રીતસર પૂરી થઈ. જે ભાભી ઉપર માના જેવું હેત હતું, તેને અમે બાળી આવ્યા

મને લાગ્યું કે ભગવાને મારી ઉપર બેવડું વેર

વાળ્યું છે. પહેલું તો એ કે નાનપણમાં મારી માને છીનવી લીધી; પણ તે વખતે એ વેર ભગવાનને પૂરતું નહિ લાગ્યું હોય, કારણ કે માની ખોટ તો મને પાછળથી જણાઇ. મા માટે રડવાનું મારે હજી બાકી જ હતું. બાકી રહેલું વેર વસૂલ કરવા માટે જ જાણે ભાભીએ મને માના હેતથી સાચવ્યો અને અન્તે પોતે ગયાં. અને હું પણ માની ખાતર રડવામાં રહી ગયો હતો, તેને બદલે આજે મેં ભાભીને માટે રડી લીધું !

ઘરમાં બધે જ ઉદાસીનતાનું વાતાવરણ ફેલાયું હતું. બાગમાંના અર્ધાથી વધુ ફૂલછોડ ઊખેડી નાખીએ એટલે વધેલા છોડ જેમ ભયાનક લાગે છે, તેમ અમારા ઘરનું થયું હતું !

ભાભીને ગયાને આજે ત્રીજો દિવસ હતો. ભાભીનાં ફૂલ પધરાવવા માટે અમે બન્ને જણ બહાર નીકળ્યા.

જીવતા માણસના શરીર ઉપર જેમ વહાલથી હાથ ફેરવાય તેમ દાદા ભાભીની રાખ ઉપર હાથ ફેરવવા લાગ્યો. હાથ ફેરવતાં ફેરવતાં એકે એકે અસ્થિ હાથમાં આવવા લાગ્યાં. દાદા દરેક હાડકાંને હાથમાં લઈ, નિહાળી જોઈ, કપડાના કકડામાં મૂકતો ગયો.

અન્તે ભાભીના હાથનાં હાડકાં દાદાને હાથ આવ્યાં ! બન્ને કાંડાનાં હાડકાં ચોકડી દોરીએ તેમ ભેગાં થયાં હતાં અને તેના ઉપર ભાભીની કાચની બંગડીઓ

એમ ને એમ રહી હતી! દાદા પાગલની માફક બૂમ પાડી ઊઠયો, "ભાઇ, જોયો આ ચમત્કાર! પતિવ્રતા સ્ત્રીઓની બંગડીઓ આગમાં પણ બળતી નથી!" એ બંગડીઓ દાદાને પ્રાણ સમાન વહાલી લાગે તેમાં શી નવાઇ?

અમારો દાદા લગભગ ગાંડો થયો હતો, પણ સ્વભાવે તે પહેલેથી જ સજ્જન હતો એટલે ઓફીસની એની નોકરી ચાલુ રાખવામાં આવી હતી.

"ભાઈ, આ ઘરમાં હું હવે નથી રહી શકતો; આપણે ઘર ફેરવી નાખીએ." દાદાએ કહ્યું.

મેં હા પાડી, અને અમે બીજી જગા લીધી. પણ ઘર છોડતાં મને કોણ જાણે શું લાગ્યું, પણ મેં ફક્ત ભાભીનો ઓરડો સાફ કરાવી, લીંપાવી લીધો અને તેટલા જ ઓરડાને ધોળાવ્યો!

દાદાએ ત્યાં એક વિચિત્ર પ્રકાર અજમાવ્યો. હું ભાભીના ઓરડાનાં છેલ્લાં દર્શન કરવા ગયો, ત્યાં દિવાલ ઉપર ગેરૂથી નીચેનો ફકરો દાદાના હસ્તાક્ષરમાં લખાયેલો મેં વાંચ્યો.

"નવા ભાડવાતોને સંકટની સૂચના! આ જગામાંથી દેવનું અસ્તિત્વ પૂરું થયું છે. હવે અહીં ભૂત પ્રેત રહેવાના છે, તેથી આ જગા કોઈએ વાપરવી નહીં. વાપરશે તેને તકલીફ થશે. એ માટે અમે

જવાબદાર નથી. ”

અમે નવી જગામાં રહેવા આવ્યા. હું આદર સાથે ભાભીની બંગડીઓ દરેક જણને બતાવવા લાગ્યો. તેમાં કેટલાક કહેવા લાગ્યા, “ અરે આ કેવું ભોળપણ ! તેટલા ભાગમાં તાપ બરાબર નહિ લાગ્યો હોય તેથી બંગડીઓ સાજી રહી હશે.

પણ આના જવાબમાં હું ગળગળો થઇને કહેતો—

“ ચિકિત્સકો, શંકાખોરો, માર્મિકો, તાર્કિકો માફ કરો. તમારા જ્ઞાનનો લાભ લેવાની મને સહેજ પણ ઇચ્છા નથી. ગમે તે સાચું હોય; પણ મને આ મધુર ભ્રમણામાં રહેવા દો ! ભાભી–ભાભી–ભાભી–અને ભાભીની બંગડીઓ ! ” આ પછી હું બોલી જ શકતો નહિ. બજારમાં પિતળની એક પાંચ આનાની વીંટી મળે છે, તેના નંગમાં જોઇએ તો દેવતાઓનાં ચિત્રો દેખાય છે. મેં ભાભીની બંગડીઓ અજવાળામાં રાખીને જોયું, અને સાચે જ બંગડીઓમાં મને ભાભીનું પ્રતિબિંબ દેખાયું !

આમાં કોઇને અતિશયોક્તિ, કિંવા બુદ્ધિની ભ્રામકતા લાગશે પણ એવા લોકોને હું ખાત્રીથી કહું છું કે મારા જેટલો નિષ્કપટ પ્રેમ તમે કોઈ પણ પ્રત્યે રાખો ત્યારે આવો દૈવી આભાસ તમને પણ થાય છે કે નહિ તે જોજો !

# સરગવાની શીંગો

[ ૨ ]

પિતાનાં ફૂલ આળંદીમાં પધરાવીને શ્રીનિવાસ હમણાં જ પાછો ફર્યો હતો.

શ્રીનિવાસના પિતા દામોદરપંત એક ધનવાન ગૃહસ્થ હતા. પચાસેક હજારની તેમની મિલકત હતી. તેમનાં સંતાનોમાં ત્રણ પુત્ર અને બે પુત્રીઓ હતી. મોટીપુત્રીનાં લગ્ન કર્યાં હતાં અને નાની હજી કુંવારી હતી. શ્રી નિવાસની મા પાંચ છ વર્ષ પહેલાં જ દેવલોક પામ્યાં હતાં. દામોદરપંતની એક જ ઇચ્છા અપૂર્ણ રહી હતી અને તે નાની પુત્રીનાં લગ્નની.

તેનું નામ તારકા હતું.

દામોદરપંતના ત્રણે છોકરાઓનાં લગ્ન થયાં હતાં. દામોદરપંતે કોઇ વસીયતનામું કરી રાખ્યું ન હતું. ઘણી મોટી મિલકત એટલે દામોદરપંતના મૃત્યુ પછી તેમની વહુઓ મોટી ધમાલમાં પડી. વહુઓને તેમના પિયરીયાં તરફથી કાંઈ કાંઇ શિખામણો મળવા લાગી. પરિણામે ઘરની ચીજો પિયરનો રસ્તો શોધવા લાગી. કેટલાંક ઘરેણાં અલોપ થઈ ગયાં. લડાઇમાં વિજયી થયેલો પક્ષ લૂંટફાટ ચલાવે તેમ એ ઘરમાં બધે અંધાધુંધી ફેલાઇ ગઇ.

દામોદરપંતના દીકરાનાં નામ શ્રીનિવાસ, નારાયણ અને અનંત હતાં.

ત્રણે ભાઈઓમાં બહુ મેળ નહોતો. દામોદરપંતની બધી જ મિલકત તેમની જાત કમાણીની હોવાથી, ત્રણે દીકરાઓ જુદા થવા માટે તેમના મૃત્યુની જ વાટ જોતા હતા.

તારકા સાદી, સુંદર, સરળ છોકરી હતી. તેની ઉંમર લગભગ ચૌદ વર્ષની હતી. તે આઠ વર્ષની ઉંમરે માવિહોણી બની અને ત્યાર પછી તેનું બોલવાનું અર્ધું ઓછું થયું. જે મા પાસે બોલતી, તે હવે કોની આગળ બોલે? માને કહેવાના તેના વિચારો મનમાં ને મનમાં રહેવા લાગ્યા. એવા ઘણા વિચારો રુંધાવાથી તેના સ્વભાવમાં એક જાતનો અવરોધ પેદા થયો હતો.

તારકાએ માના મૃત્યુ પછી એક વર્ષ સુધી તો દામોદરપંતને ખૂબ જ પજવ્યા. આખો વખત તે તેમની પાસે જ રહેતી. એક દિવસ ગાંડાની જેમ દામોદરપંત આગળ હઠ લઈને બેઠી, “આજે તમે જ મારી વેણી ગૂંથી આપો.” દામોદરપંતે આમાંથી છટકવાનો પ્રયત્ન તો પુષ્કળ કર્યો; પણ અંતે બિચારા શું કરે? તારકાની એ બાળહઠ પણ તેમને પૂરી કરવી પડી.

અને હવે તો દામોદરપંત પણ જતા રહ્યા! એટલે તારકાને માટે બોલવાનું સ્થાન જ કોઈ ન રહ્યું.

હમણાં હમણાં તો તે મૂંગી થઇ હતી એમ કહીએ તો પણ ચાલે.

તારકાની માના જીવતાં તો તેના એક જ ભાઇ શ્રીનિવાસનાં લગ્ન થયાં હતાં. આ લગ્ન પછી એક વર્ષની અંદર જ તારકાની મા પરલોક સિધાવ્યાં અને ત્યાર પછી બીજા બે ભાઇઓનાં લગ્ન વારાફરતી થયાં.

દરેક ભાઇના લગ્ન પ્રસંગે તારકાને આનંદ થયો પણ દરેક વખતે તેને પાછળથી પસ્તાવું પડ્યું. કારણ કે—

લગ્ન વખતે ભાભીઓ પારકાપણાને લીધે શરમાતી અને ભય તેમજ આદરની મિશ્ર લાગણીથી નણંદ તારકા તરફ જોતી. પણ ઘરમાં પ્રવેશ કર્યા પછી ઘરની શેઠાણીના મિજાજથી તેના તરફ વર્તવા લાગતી ત્યારે તારકા—!

ઘરની શેઠાણી થયેલી તેની ભાભીઓ તેને કહેતી, “આજે નહિ તો કાલે, પણ તમે આ ઘરમાંથી જવાનાં. તમારે શા માટે અમારા કામકાજમાં માથું મારવું જોઇએ?”

આ માટે કોકવાર તે ભાઈ પાસે ફરીયાદ કરતી, પણ તેના બધા જ ભાઇઓ સ્ત્રીઓના પક્ષપાતી હતા.

ભાગ્યવાન છોકરીઓ સંસારનાં સુખસ્વપ્નો જોવા માટે પોતાનાં લગ્ન જલદી થાય એમ ઇચ્છે છે; પણ તારકાને તો આવાં વાગ્બાણ સહેવા પડતાં હોવાથી,

'વહેલાં લગ્ન થાય અને આમાંથી હું છૂટી શકું તો કેવું સારું!' એમ લાગવા માંડયું.

તેના બોલતા ચાલતા પિતા તો અદૃશ્ય થયા હતા; પણ તેમના દિવાનખાનામાં તેમનો એક શરીર પ્રમાણુ ફોટો મૂકેલો હતો. તારકાને પરિસ્થિતિ અસહ્ય થતી ત્યારે તે કોઇ ગાંડાની જેમ પિતાની છબીને વળગી ઊભી રહેતી, આંસુઓ સારતી અને પાછી ફરતી.

પિતાના મૃત્યુ પછી સાતમે દિવસે કોઇ ખાસ કારણુ બન્યું અને દામોદરપંતના છોકરાઓએ નક્કી કર્યું કે આજ ને આજ આપણે મિલકતની વહેંચણી કરી નાખવી. દામોદરપંતના ત્રણે પુત્રોએ પોતાના ગરીબ છતાં વૃદ્ધ કાકાને તેડાવી લીધા. મિલકતની વહેંચણી સરળતાથી પાર પડી.

પણ તારકા?

તેનાં લગ્ન થાય ત્યાં સુધી તે કોની પાસે રહે? મકાન મોટાભાઇ શ્રીનિવાસે રાખ્યું હતું. નારાયણુ અને અનંત રોકડા પૈસા લઇને બહાર નીકળવાના હતા.

રિવાજ મુજબ તો તારકાએ સૌથી મોટાભાઈ શ્રીનિવાસ સાથે રહેવું જોઇતું હતું; પણ શ્રીનિવાસે કહ્યું, "તારકા, તારે મારી સાથે રહેવું હોય તો ભલે રહે પણ પછી તારાથી નારાયણુ કે અનંતના ઘરમાં

પગ પણ નહિ મૂકાય. રસ્તામાં તેઓ ક્યાંય મળે તો પણ તેમની સાથે એક અક્ષર પણ નહિ બોલાય! જો તું એમને ત્યાં ગઇ અથવા એમની સાથે બોલ્યાના ખબર મને મળશે તો હું તને ઘરમાંથી કાઢી મૂકીશ."

નારાયણ અને અનંતે પણ આવી જ શરતો મૂકી! એ ત્રણે છોકરાની માને જો નિષ્ઠુર કાળે પૂછ્યું હોય કે "હું તારા એક છોકરાને મારી નાખવાનો છું. કોને મારું તે તું કહી શકે છે? હું તારી ઇચ્છા પર છોડું છું. આટલી તારે માટે છૂટ!"

ભલા, આ પ્રશ્નનો જવાબ મા શું આપે?

તારકાની સામે આવો જ પ્રશ્ન મૂકવામાં આવ્યો હતો. અને તે શો જવાબ આપે?

અંતે તેણે મોટાભાઇ શ્રીનિવાસ સાથે રહેવું એમ નક્કી થયું. પણ બીજા બે ભાઇઓને ત્યાં ન જવાની અને તેમની સાથે ન બોલવાની શરત તો કાયમ જ રહી!

**આ** વાતને બે માસ થયા. ઘરમાં કંઇક ખટપટ થવાથી તારકા મેડીની બારીએ સહજ ઊભી રહી હતી. શૂન્ય ચિત્તથી તે રસ્તા તરફ જોતી હતી. પાંચેક મિનિટ એમ ને એમ ગઇ. એટલામાં તેનો વચેટ ભાઈ નારાયણ તે જ રસ્તે જતો હતો. તેણે અચાનક ઉપર જોયું.

ભાઈ–બહેનની નજર મળી. તારકાનું ગળું ભરાઇ આવ્યું. સગો ભાઇ, પણ તેની સાથે વાત ન થાય ! નારાયણે પણ પોતાના મકાન તરફ અને પોતાની બહેન તરફ ઉદાસીનતાથી જોયું અને નજર નીચી કરી ચાલતો થયો.

કોઈ તેને પૂછતું ન હતું તેથી જ જાણે તારકાનો સ્વભાવ ઘણો જ લાગણીપ્રધાન થયો હતો. ખરું જોતાં તેના મનમાં નીચેના વિચારો આવે એવી તેની ઉંમર થોડી જ હતી ! પણ આપણે જોઇએ છીએ તેમ ઢીંગણા છોડને ઘણાં જ વહેલાં ફૂલ આવે છે. તારકાના મનમાં વિચાર આવવા લાગ્યા, "ક્યાંથી અને કઇ તરફ ? મારો ભાવ કોઈ પૂછતું નથી, તો ખાલી ખાઈ પીને દેહ પોષવાને મારે શા માટે જીવવું ? પારકા ઘરની છોકરીઓ મારા ઘરમાં આવીને મારી ઉપર દોર ચલાવે છે અને હું માત્ર શરમીંદી થઈને તેમના રોટલા ઉપર જીવું છું ! વાહરે ભાઇ !! બહેનના માનાપમાનની તેમને કશી જ પડી નથી. મારે મારા બીજા ભાઈઓ પાસે શા માટે ન જવું ? શા માટે તેમની સાથે ન બોલવું ?"

તારકા ! દુનિયામાં એવા કેટલાય પ્રશ્નો છે કે તેનો જવાબ આપવા બેસીએ તો ગુસ્સો આવે. મનનું સમાધાન કરવા ખાતર આપણે એમ સમજવાનું છે કે આપણાં નસીબ જ એવાં !

પછી તારકા દુઃખના ઉશ્કેરાટ સાથે નીચે આંગણામાં આવી. આંગણામાં ફૂલના છોડ ઘણા હતા. ત્યાં એક મોટો સરગવો પણ હતો. તે ઝાડની નીચે તે બેઠી. તેને પહેલાંનો એક દિવસ સાંભર્યો. તેની મા જીવતી હતી ત્યારે એ જ ઝાડ નીચે—પણ તેનું હવે શું ? હવે તો એ માત્ર સ્મરણ જ હતું.

તેના મનમાં કોઈ વિચિત્ર કલ્પના આવી. તે ઊઠી ને ઘરમાં ગઈ. અરે, એ તો લાકડી લઈને બહાર આવી. તેણે સરગવાની શીંગો પાડવાની શરૂઆત કરી.

એટલામાં શ્રીનિવાસની સ્ત્રી બૂમો પાડતી પાડતી બહાર આવી, "બહેન, સરગવાની શીંગો શા માટે પાડો છો ? ના પાડશો. મેં તે જાણીને જ રાખી મૂકી છે. આવતા રવિવારે મારે તે શીંગો પિયર લઈ જવાની છે."

તારકાએ તેના તરફ ધ્યાન જ આપ્યું નહિ. તે મનમાં જ બબડી, "વાહ રે ! આ ખરો ન્યાય ! મારા પિયરની શીંગો તારા પિયરમાં ! અને મારા પિયરમાં જ મારે તારી ગુલામી !"

ભાભી તરફ ધ્યાન આપ્યા વગર જ તેણે શીંગો પાડવાનું જારી રાખ્યું. ભાભીએ ધૂંધવાતાં ધૂંધવાતાં કહ્યું, "તમે સાંભળતાં નથી ? થોભો, એમને ઘેર આવવા તો દો. પછી તમને તમાશો બતાવું."

તારકા નીચે પડેલી પંદરવીસ શીંગો એકઠી

કરી લઇ ઘરની બહાર નીકળી. બહાર જતાં જતાં તેણે ભાભીને કહ્યું, "હું કાકીને ત્યાં જાઉં છું, હો કે!"

દામોદરપંતનાં બધાં જ છોકરાંઓને પોતાની કાકી ઉપર પુષ્કળ હેત હતું. બધાં જ તેને માની માફક માનતા અને કાકી પણ તેટલાં જ પ્રેમાળ હતાં. જો કે શ્રીનિવાસ, નારાયણ અને અનંત જુદા રહેવા લાગ્યા હતા, તોપણ બધા જ ચાર આઠ દિવસે કાકીને મળવા આવતા.

પણ તારકા તો પિતાના મૃત્યુ પછી પહેલી જ વાર ઘરમાંથી બહાર નીકળી હતી. કાકીને ત્યાં પણ તે પહેલી જ વાર આવી હતી.

તારકા કાકીના ઘર આગળ આવી.

કાકીએ પૂછ્યું, "કેમ? બહાર કેમ ઊભી? અંદર આવ ને!"

"આ આવી, કાકી, તમારે માટે શીંગો લાવી છું." એમ કહીને તેણે શીંગો નીચે નાખી. તેને ઉમળકો આવ્યો અને તે રડી પડી. તે ધ્રૂસકે ધ્રૂસકે રોવા લાગી. ગાયના આંચળ ભીને હાથે પંપાળીએ એટલે તરત જ તેને જેમ દૂધ છૂટે છે, તેમ કાકીની વાત્સલ્યપૂર્ણ સહાનુભૂતિથી તારકાને અશ્રુની ધારાઓ છૂટવા માંડી.

એટલામાં તારકાનો વચેટભાઇ નારાયણ બહાર આવી ઊભો. તેણે બહારથી જ કહ્યું, "કાકી, હું આવ્યો છું."

તેનો પરિચિત અવાજ સાંભળી કોઇ આકાશવાણી સંભળાઈ હોય એવો તારકાને આનંદ થયો. રાજાપુરની ગંગા એકદમ સૂકાઇ જાય તેમ તેનું રડવું એકદમ બંધ થયું. શરદીથી બેસી ગયેલો અવાજ જેવો નીકળે તેવા અવાજમાં તેણે કાકીને કહ્યું, "કાકી, હું તમને ફરી કોઇવાર શીંગો લાવી આપીશ. આ તો હું હમણાં નારાયણને–મારા નાનુને આપું છું."

અંતરનું આ પ્રેમાળપણું જોઇને કોનું હૃદય નાચી નહિ ઊઠે ? કાકી ગદ્‌ગદ્‌ કંઠે બોલ્યાં, "તે આપને એને, મને ફરી નહિ લાવી આપે તો પણ ચાલશે. પણ ગાંડી છોકરી, તેને કાંઇ કશાનીયે ખોટ છે ? એ બજારમાંથી નહિ લાવતો હોય !"

"પણ કાકી, એ તો બજારની ! તેના પિતાના ઘરની હકની શીંગો તેને કદી પણ મળશે ખરી ?' તારકાએ જવાબ આપ્યો.

પ્રસંગ પથ્થરને પણ પીગળાવે; એમ પણ કહેવાય છે. પછી નારાયણ કંઈ પથ્થર નહોતો. તેની આખમાં —શું ? પાણી જ કહેવાયને ? તેણે મૂંગે મોઢે હાથ આગળ કર્યો અને શીંગો લીધી. એટલામાં બનવાનો જોગ એવો કે બીજો ભાગીદાર હાજર થયો !

તારકાનો સૌથી નાનો ભાઇ અનંત આવ્યો હતો. હવે શીંગોની વહેંચણી શરૂ થઇ. તારકાએ કહ્યું, " નાનુ, અર્ધી તું રાખજે અને અર્ધી અનંતને–અણુાને આપજે."

પત્નીની ઉશ્કેરણીથી પોતાની કાકીના દેખતાં તારકાને ઉઘડી લેવા શ્રીનિવાસ પણ ત્યાં આવી પહોંચ્યો હતો. અંદર કોક બોલે છે, એમ સાંભળી તે બહાર જ ઊભો રહ્યો; પણ પ્રત્યક્ષ વાતચીત સાંભળ્યા પછી તારકા ઉપરની એની રીસ ક્યાંય ઊડી ગઇ અને હસતો હસતો અંદર આવ્યો.

તારકાએ તેને જોયો અને તે એકદમ–અતિશયોક્તિ થાય છે, તોપણ કહું છું–બૂમ પાડી ઊઠી, " શ્રીનિવાસ દાદા, દાદા, મારી ઉપર ખીજાઇશ નહિ! હું કાકી પાસે અમસ્થી જ આવી હતી. નારાયણ અને અનંત અહીં આવશે એની મને કશી ખબર નહોતી: અને અહીં તેમને જોયા પછી મારાથી રહેવાયું નહિ એટલે હું તેમની સાથે બોલી. મારી ઉપર ખીજાઇશ નહિ અને તેં કહ્યું હતું તેમ મને ઘરમાંથી કાઢી ન મૂકીશ. દાદા, હવે તો હું અનાથ છું—તને પગે લાગું છું!"

અને તે ખરેખર જ—

પણ— પણ શું? માણસનું હૃદય છે કે પથ્થર? શ્રીનિવાસ પણ માણસ જ હતો. તેણે કહ્યું, " તારા, તારકા, રડીશ નહિ. કોણ તને કાઢી મૂકવાનું છે? નકામું બોલે છે! ચાલ, હવે રડીશ નહિ."

" દાદા "

" શું ? "

" રોવું નથી અટકતું ! હું શું કરું ? "

શ્રીનિવાસ મૂંગો રહ્યો. નદીની રેલને રસ્તો આપવો જ જોઈએ ને ?

તારકા રડતી બંધ થઈ. ચૈત્રી ગૌરીની મૂર્તિ સામે પૂતળાં ગોઠવાય તેમ તેના ભાઈઓ તેની સામે બેઠા હતા.

શ્રીનિવાસે કહ્યું, " તારકા, તારે શું જોઈએ ? તું કેમ રડતી હતી ? "

તારકાએ કહ્યું, " મને એક જ ભાઈ મળે છે; પણ મારે મારા ત્રણે ભાઈઓ જોઈએ. હું મને ફાવે તેમ મારા ત્રણે ભાઈઓ સાથે રહીશ, ત્રણે ભાઈઓને ત્યાં જઈશ અને ગમે તેને ત્યાં રહીશ. "

હાથ વડે કપાળ કૂટીને શ્રીનિવાસ બોલ્યો, " તારા, તારકા ! તે વખતે હું કાંઈક બકયો હોઈશ. તું તારે ફાવે તેને ત્યાં જજે; અને ફાવે તેની સાથે રહેજે "

યમરાજાએ સત્યવાનના પ્રાણ પાછા આપ્યા ત્યારે સાવિત્રીને જેવો આનંદ થયો, તેવા ઉલ્લાસમાં તારકા બોલી, " હેં સાચું કહે છે ? "

શ્રીનિવાસે કહ્યું, " સાચું, એકદમ સાચું ! "

" તું મારી મશ્કરી કરે છે. મને સાચું નથી

લાગતું. અને આ તું જો સાચા દિલથી કહેતો હોઇશ, તો તમે હવે ત્રણે મારી સાથે ઘેર ચાલો. હું મારે હાથે ભાત અને આ સરગવાની કઢી બનાવીને તમને ત્રણેને પીરસીશ. તમે ત્રણે જણ એક હારમાં જમવા બેસજો—પછી જ મને એ બધું સાચું લાગશે; મારા મનને ત્યારે જ સંતોષ થશે. નારાયણ—નાનુ, અનંત—અણ્ણા, તમે બન્ને અવારનવાર મને મળવા આવતા રહેજો. અને દાદા, મારા પરણુતાં સુધી તો તમે બધા સંપથી રહીને એક બીજાને ઘેર જવા આવવાનું રાખજો! હું પરણીને સાસરે—મારા પોતાને ઘેરે જઈશ પછી મારે કશું કહેવાનું નથી. પછી હું, તમારે બધાને ઘેર હકથી જઈ શકીશ. તમે આમ વર્તશો તો જ પિયરનો મારો વનવાસ પૂરો થશે.” તારકાએ કહ્યું.

કાકી વચ્ચે જ બોલી ઊઠયાં, “તો પછી, અહીં જ રસોઈ તૈયાર કર ને!”

તારકાએ કહ્યું, “ના. અમારે ઘેર જ રસોઈ થવી જોઈએ. કાકી, તમે પણ ચાલો.”

ગાંડી છોકરીનું કહેવું સૌએ માન્યું.

# દેવું ફીટયું અને શાહુકાર ગુમાવ્યો!

[ ૩ ]

મારો સંસાર તદ્દન ગરીબીમાં ચાલતો હતો, પરંતુ મારે સહેજ પણ દેવું નહોતું. હું થોડા વખત ઉપર જ પરણ્યો હતો.

હું ગરીબીમાં ઊછર્યો હતો, છતાં મારા પિતાએ સારી કીર્તિ મેળવી હતી. પિતાશ્રીએ પોતાની જિંદગી એટલી બધી સરળ અને નિષ્કપટ રીતે વીતાવી હતી કે મારા પિતાશ્રીની ઓળખાણ આપવામાં દરેક માણસને અભિમાનની લાગણી થતી. એમણે પોતાનો દેહ એટલી શાન્તિથી છોડયો, કે મને તો આશ્ચર્ય થયું.

તેઓ થોડીવારમાં જ હતા ન હતા થઇ ગયા. પુણ્યવાન આત્માઓ સિવાય, આવું મૃત્યુ બીજા કોને મળે? સિત્તેરથી વધુ વર્ષ થયાં હતાં, છતાં દેખાવ તો બાળકના જેવો જ નિર્દોષ લાગતો.

પિતાશ્રીના આ ચારિત્ર્યનો ફાયદો મને પણ મળવા લાગ્યો. સારા ઘરની કન્યાઓનું કહેણ મને આવવા લાગ્યું. પણ મારી હઠ હતી કે મારી સ્ત્રી એવા ગરીબ ઘરની હોવી જોઇએ કે જેથી મારે ઘેર આવતાં તેને સુખમંદિરમાં પદાર્પણ કર્યા જેવું લાગે!

આખરે મેં તદ્દન ગામડાની છોકરી પસંદ કરી.

તેની પાસે કશું જ ન હતું. પણ કેવળ અંતઃકરણ ને રૂપ હતું! હું પોતે એટલો બધો નાદાન હતો, કે સારું અને ખરાબ રૂપ એનો ભેદ જ કળી શકતો નહોતો.

ગુલાબનું ફૂલ સારું કે ચમેલીનું? જાઈનું કે જુઈનું? બધાંયે ફૂલ! પણ કોઈ એક જ ફૂલ ઉપર આપણું ચિત્ત ચોંટે, તેથી કંઈ બીજાં ફૂલોને દોષ દેવાય?

ઉપરાંત મારી એવી કલ્પના હતી, કે પરમેશ્વરે જુદી જુદી જાતનાં પૂતળાંઓ ઉત્પન્ન કર્યાં છે. અને દરેકમાં કંઇક કંઈક વિશેષતા મૂકી છે. તેમાંની એક વિશેષતા મારે ભાગે આવવાની! તો પછી મારે એમાં ગમવા ન ગમવાપણું શું?

દિવસ અને રાત ઉપર બાહ્ય રૂપનો આધાર રહે છે. સુંદર સ્ત્રી અંધારામાં ઊભી રહે તો સૌંદર્યનું શું મહત્ત્વ?

અને અંતઃકરણ? અંતઃકરણ ઉપર તો આત્માનો પ્રકાશ દિવસે અને રાત્રે અખંડ હોય છે. આત્માનો અખંડ દીવો અંતઃકરણની આસપાસ ચોવીસે કલાક બળતો રહે છે.

અને આનંદની વાત એ હતી કે, મને મનગમતું માણુસ મળ્યું હતું. મારી પત્નીને પોતાને ગમવા ન ગમવાપણું કંઇ હતું જ નહિ. તેની જિંદગી કોઇ ફૂલ જેવી હતી. ફૂલ ભગવાનને માથે ચડાવો, ટેબલ ઉપર મૂકો, કે માથામાં નાખો પણ ફૂલ તે ફૂલ જ! બિલ-

ફુલ સૂરજમુખી જેવી જ એની જિંદગી! જેમ જેમ સૂરજ ફરે તેમ તેમ સૂરજમુખી ફરે. મારી પત્નીની સ્થિતિ બરાબર એવી જ હતી.

કેટલીક જગ્યાએ મેં એવું પણ જોયું છે, કે તરતની પરણેલી સ્ત્રીઓ માત્ર પતિ આગળ જ હસે છે, ડોલે છે, ખીલે છે, ને બરાબર ચન્દ્રની જેમ કેવળ પતિના તેજથી પ્રકાશે છે!

પણ આવું પરપ્રકાશિતપણું મારી સ્ત્રીમાં ન હતું. હું ઘરમાં ન હોઉં ત્યારે, મારી સ્ત્રી મારી મા પાસે લાડથી હસે ને કૂદે! આ કરું તે કરું એમ પૂછે. જાણે મા–દીકરી જેવો સંબંધ! મારી બહેન આવે ત્યારે તો જાણે સગી બહેનો જેવો વર્તાવ રાખતી. ટૂંકામાં મારી સ્ત્રી એક સ્વચ્છ પાણીનો ફુવારો હતી. જેવો પ્રકાશ પડે તેવો રંગ તેમાં ભરાતો!

તેથી જ હું નાદાનપણે કહેતો, કે મારી સ્ત્રી કંઈ ક્ષયથી ઓછી મરવાની છે? કેમકે મારી એવી કલ્પના હતી કે, હમણાં હમણાં ક્ષય બહુ ઝપાટાબંધ વધતો જાય છે, તેનું કારણ પતિ–પત્નીનું વધારે પડતું પ્રેમીપણું હોવું જોઇએ. પાસે હોય ત્યારે પ્રેમનો અતિરેક, અને છૂટા પડે ત્યારે વધારે પડતી ચિંતા. આનું પરિણામ શરીર ઉપર થાય છે. અને–

વચ્ચે જ આ બીજું આખ્યાન આવ્યું. આજનું આખ્યાન ધ્યાનમાં રાખીને જ મારે બોલવું જોઈએ.

મને પરણ્યાને એક વર્ષ થયું હતું. એક દિવસ એવી ગમ્મત થઈ કે રાતના ઓરડીમાં અમે બે જ જણુ હતાં. મારી પત્ની શાન્ત ઊભેલી હતી. તેથી મેં કલ્પી લીધું કે તેને મારી પાસે કંઇક માગવું છે.

"કેમ આજે શું જોઈએ?" મેં મશ્કરીમાં પૂછ્યું. મારો પ્રશ્ન સાંભળી તે શરમાઇ! રાજા રવિવર્મા શકુંતલા-જન્મ નામના પોતાના ચિત્રમાં વિશ્વામિત્રને જેમ મોં સંતાડતો બતાવે છે, તેવી જ રીતે પોતાનું મોં સંતાડીને તેણે એકદમ અસ્પષ્ટ સ્વરમાં કહ્યું:

"મારે ચાર આના જોઈએ છે."

જાણે તેની ચાર આના માગવાની ઇચ્છા અને વિશ્વામિત્ર શકુંતલાને જન્મ આપે, એ બંને વસ્તુ સરખા દરજ્જાની હતી!

'મારે ચાર આના જોઇએ' આ શબ્દો તેણે એટલી અસ્પષ્ટ રીતે અને અચકાતાં અચકાતાં ઉચ્ચાર્યા, કે તે હું જ સમજી શક્યો; જેમ પોતાના બોબડા બાળકના ગડબડિયા ઉચ્ચાર પિતા પોતે જ સમજી શકે,—કેવી બાલીશ ઉપમા મેં આપી! પણ અંતઃકરણમાં જે રમતું હોય, તે જ મુખ વાટે અને કલમ વાટે નીકળે ને! અમને બંનેને હમણાં પુત્રમુખ જોવાની ઉત્કંઠા જાગી હતી, એટલે એકાદ ઉપમા તો છોકરાઓને લગતી આવવાની જ.

"ચાર આના શા માટે જોઈએ?" મેં હસતાં

હસતાં પૂછ્યું.

"મારે જોઈએ છે." જવાબ મળ્યો.

"એ તો જાણ્યું, પણ શા માટે?"

"પાડોશનાં વત્સલા ભાભી, દરરોજ માથામાં ફૂલની વેણીઓ પહેરે છે. હું પણ કાલે લાવવાની છું."

"ગાંડી! તદ્દન ગાંડી! આવા શ્રીમંતાઈના શોખ આપણે શા કામના?" મેં કહ્યું.

વાતાવરણ તરત જ ફરી ગયું. તેણે પોતાની ઈચ્છા દાબી નાખી, અને કહ્યું, "ના, ના, મારે કશું નથી જોઈતું. એ તો હું ગાંડા જેવું બોલી ગઈ."

આ જવાબથી તો હું જ ગાંડો થયો ને મૂંઝાયો. પછી તદ્દન ધીમા સ્વરમાં મેં કહ્યું. "ખરેખર, તું ગાંડી છે!"

"હા" તેણે ડોક હલાવતાં કહ્યું, અને તે હસવા લાગી.

મેં હસતાં હસતાં ગજવામાંથી ચાર આના કાઢ્યા, અને તેની આગળ મૂકયા. પણ તેણે તે ન લીધા. આખરે પરાણે પરાણે મેં ચાર આના તેના હાથમાં મૂકયા. ચાર આનાથી જાણે આકાશનો ચંદ્ર હાથમાં આવ્યો હોય તેવી તેની સ્થિતિ થઈ!

"પણ સાંભળ્યું ને? આ પૈસા મને પૂછ્યા વગર ખરચવાના નથી." મેં કહ્યું.

"ઠીક" આમ અડધો કલાક ચાલ્યો ગયો. અને છેવટે તેણે તે ચાર આના પોતાની થાપણ તરીકે મને સોંપ્યા.

અમે ગાઢ નિદ્રામાં પડ્યાં.

બીજે દિવસે મેં એક નાનો ટ્રંક એને લાવી આપ્યો. અને તેમાં પૈસા મૂકવાનું કહ્યું. પણ તે ટ્રંક મારા જ કબાટમાં મૂકાયો! આમ બે ચાર મહિના ચાલ્યા ગયા. હવે તેને મારી પાસે પૈસા માગવાની જાણે ટેવ જ પડી ગઇ હતી. એકાદ બે દિવસ રહીને મારી પાસેથી ચાર આના, છ આના, ક્યારેક આઠ આના તે માગી લેતી અને ટ્રંકમાં નાખતી. આ નકામી મહેનત લેવામાં તેને કોણ જાણે શી ગમ્મત પડતી હશે? પણ તેનો આ ક્રમ અખંડ રીતે ચાલુ રહ્યો.

એમ કરતાં કરતાં ટ્રંકમાં અઢાર રૂપીઆ એકઠા થયા. એક દિવસે તેણે તે બધા ગણી કાઢ્યા અને મને કહ્યું:

"મારી પાસે આટલા પૈસા છે. પણ તમને તે મળવાના નથી." એમ કહી તેણે અવર્ણનીય અભિનય કર્યો! મેં હસતાં હસતાં તેના ચાળા પાડતાં કહ્યું:

"ઠીક છે, ત્યારે સંભાળો, તમારા તમે જ રાખો. પણ તેં હઠ ન પકડી માટે આટલા પૈસા ભેગા

થઇ શકયા, નહીં તો આ પૈસાનું અત્યાર સુધીમાં નિર્માલ્ય વસ્તુઓમાં ખર્ચ થયું હોત."

"ખરેખર, તમે સાચું જ કહો છો" એટલામાં બહાર કોઇક આવ્યું તેથી તે બહાર ગઇ. તેની મા બિમાર હતી, તેથી તેના પિયરથી તેડું આવ્યું હતું.

આજે રાત્રે તે ટ્રેનમાં જવાની હતી. સાંજે અમારા બે સિવાય કોઇ ન હતું.

"પૈસા તમારી પાસે જ રાખજો હો!" તેણે કહ્યું.

"કેમ, જોઇતા હોય તો તું સાથે લઈ જા."

"ના, તમારી પાસે જ રાખો, પણ ખરચવાના નથી હો!"

"એ કશું કહેવાય નહિ. મારે હમણાં તંગી છે. કદાચ ખરચી પણ નાખું." મેં સાચેસાચી વાત કહી.

"વારુ, ખરચો કે ન ખરચો, પણ મને વ્યાજ આપવું પડશે."

"ઠીક છે શાહુકાર! આપના વ્યાજનો દર શો?"

"રૂપીએ બે આના"

"ચાર આના પ્રમાણે આપીશ, પછી કાંઈ!" ઉપરના સંભાષણમાં સહેજ વિનોદની છટા છે. તે છતાં અમે બેઉ નિર્વિકાર બુદ્ધિથી જ બોલતા હતા. અમારા બંનેના મનને કોઈક જાતનું ખેંચાણ થતું હતું. પણ

અમારા મોં પર તેવું કશું દેખાતું ન હતું.

શી રીતે દેખાય? ઘડિયાળમાં શું બગડ્યું છે, તે ઘડિયાળની ઉપરનો ચંદો જોવાથી કેમ ખબર પડે?

આ વાતને ચાર દિવસ થઈ ગયા. તેની મા પોતાનો નશ્વર દેહ છોડીને ચાલી ગઈ હતી. તેના કાકા પૂનામાં જ રહેતા હતા. દુ:ખના આવેગમાં ચાર દિવસ તે કાકાને ત્યાં રહી.

એક દિવસ બપોરે સહેજે અમારે ઘેર આવી. ઘરમાં અમે મા–દીકરો ચા પીતાં હતાં. હું ચા પી રહ્યો હતો. માએ પોતાના કપમાંનો થોડો ચા એને આપ્યો. જતી વખતે માને તેણે પૂછ્યું, "હું હવે ક્યારે આવું?"

"બે ચાર દિવસ રહીને આવજે." માએ કહ્યું.

હું બારણામાં ઊભો હતો. તે જવા લાગી. જતાં જતાં આસપાસ કોઈ નથી એમ જોઈ, તેણે નિર્વિકાર મુદ્રાથી મને પૂછ્યું.

"મારા પૈસા છે ને?"

"હા."

"વ્યાજ સાથે?"

"હા."

બસ. સંભાષણ પૂરું થયું ને તે ચાલી ગઈ.

પછી વચ્ચે એક જ દિવસ ગયો. બીજે દિવસે મને

સંદેશો મળ્યો કે તે માંદી છે, અને તેને પ્લેગ લાગુ પડયો છે! તેની મા પણ પ્લેગથી જ મરી ગઇ હતી. પૂનામાં આ રોગ નહોતો; તેથી મ્યુનિસિપાલિટીની સલાહ મુજબ તેને પ્લેગની હોસ્પીટલમાં પહોંચાડવામાં આવી. અત્યારે તે ખાટલા ઉપર સૂતી હતી.

"ઘેર ક્યારે આવશો ?"

"આવું શું બોલો છો ? મને ઠીક છે. આવીશ, એ ચાર દિવસ પછી. મને જરી પાણીની તરશ લાગી છે."

"હું અહીં બેસું છું."

"ના, તમે જમીને આવો."

"ઠીક, માને મોકલું છું. પણ હું ક્યારે આવું?"

"આવજો; ત્રણ સાડા ત્રણ વાગે."

બપોરના ત્રણ વાગ્યા હતા. મનને રીઝવવા હું પડોશીને ઘેર પત્તાં રમતો હતો. ત્રણ ઉપર પાંચ મિનિટ થઈ. બાજી અરધી જ થઈ હતી. મેં ગમગીન ચિત્તથી હાથમાંનાં પાનાં નીચે મૂક્યાં અને કહ્યું:

"બસ. હવે બાજી પૂરી થઈ."

સાડાત્રણ વાગે મા ઘેર આવી. મેં પૂછ્યું:

"કેમ છે ?"

"સારું છે. અત્યારે કાંઈ જોખમ જેવું દેખાતું નથી. મેં કોટ ટોપી પહેરી લીધાં અને સાયકલ ઉપર બેસી

હોસ્પીટલમાં ગયો. ત્યાં જોતાં માલમ પડ્યું, કે તેનો ખાટલો ખાલી હતો. હોસ્પીટલના નોકરે કહ્યું,

"પેશન્ટ ડેડ હુઆ, શબ ડેડ રૂમમેં હૈ."

ખેલ ખલાસ થયો.

"મરી ગઈ? ક્યારે?"

"ત્રણ ને પાંચ મિનિટે."

મેં પણ પાનાંની બાજી બરાબર ત્રણ ઉપર પાંચ મિનિટે ખલાસ કરી હતી.

તો પછી માએ જોખમ નથી એમ કેમ કહ્યું? કોઈ કોઇવાર રોગનો પ્રસાર ન થાય એટલા માટે ડોક્ટર લોકો આવી જ રીતે દરદીઓને ખલાસ કરી નાખે છે.

ગ્રામોફોનની ચાવી ફેરવીએ એટલે તે ગાવા લાગે છે. પણ તેને અંતઃકરણ નથી હોતું એવી રીતે હું સાયકલ ઉપર ચડયો. પછી ઊલટી દિશામાં વહેતો હતો ત્યારે હું કંઇક ગણગણી રહ્યો હતો.

"આ કોલાહલ ચરાચરમાં વ્યાપી રહ્યો અરે!"

મેં તેની દેહાન્ત ક્રિયા કરી. તેણે મારી પાસે અઢાર રૂપીઆ મૂક્યા હતા. રૂપિયે ચાર આના પ્રમાણે સાડા ચાર રૂપીયા વ્યાજ થયું. અઢાર વત્તા સાડાચાર એટલે સાડીબાવીશ રૂપીઆ થાય.

બીજે દિવસે ભારે હૃદયે હું હિસાબ ગણતો હતો.

વાંસ, લાકડાં, છાણાં, દાન આપવાનાં લુગડાં, વગેરે રૂપીયા સાડી બાવીશ રૂપિયાનાં લીધાં.

મેં ભયાનક ચીસ પાડી. વ્યાજ સાથે મુદ્દલનું દેવું ફીટયું, પણ શાહુકાર ગુમાવ્યો !

આ યોગાયોગનો અન્વયાર્થ કેવી રીતે બેસાડવો ?

# દેવોના અવતાર

[૪]

આમણાં દેવ છે કે નહિ, એ વિષયનો વાદવિવાદ ચાલતો હોવાથી, દેવોના અવતાર વિષે લખવું એ તદ્દન અપ્રાસંગિક છે.

આપઘાત કરવો એ કાયદાની દૃષ્ટિએ ગુન્હો હોવાથી જે જૂની વાતો આજે જીવતી છે, તેમણે પોતે જ આપ-ઘાત કરવો એ પણ ગુન્હો નથી ?

થોડા વખત ઉપર હું સહેજ બહારગામ ફરવા ગયો હતો. મારા નાનપણના એક મિત્રને ત્યાં જ મેં ઉતારો રાખ્યો હતો. આજે લગભગ દશ વર્ષ પછી અમે મળ્યા હતા. તેથી અમારા મેળાપમાં કંઈક અનેરો આનંદ થયો હતો. સિનેમા કે નાટક છૂટ્યા પછી થીએટરમાંથી બહાર આવતાં જેવી ખેંચતાણ થાય છે તેવી જ દિલોજાન મિત્રોની ઘણા દિવસના મેળાપ પછીની સ્થિતિ થાય છે.

વચગાળામાં બનેલા પ્રસંગોની હકીકત એક બીજાને કહેવાની હોય છે. એક વાત કહેતાં બીજી વાત યાદ આવે છે, અને તે પહેલી કરતાં વધારે અગત્યની લાગે છે; અને તેથી પહેલી અરધી મૂકીને બીજી કહેવા માંડીએ છીએ, અને આગળ જતાં એમ જ થાય છે. થીએટર-માંથી બહાર નિકળતા પ્રેક્ષકોની જેમ જ આપણને

બોલવામાં ભીડ અને ખેંચતાણ જેવું થાય છે.

અમારો આખો દિવસ આમ જ ગયો. સાંજે વાળુ કરીને અમે લહેરથી ગપ્પાં મારતા હતા. મારા મિત્ર વિનાયકે તરતમાં લીધેલું ફોનોગ્રાફ બતાવ્યું. એક બે થાળીઓ પણ અમે વગાડી. નવી ખરીદેલી ચાંદીની અત્તરદાની અને ગુલાબદાની પણ તેણે મને બતાવી. પત્ની માટે અઢીસો રૂપીઆની ખરીદેલી બુટીઓ, ચારસો સાડાચારસોની ચૂની, વગેરે અનેક ચીજો મેં જોઈ. વળી તે જેમાં રહેતો હતો તે બે માળનું નાનકડું મકાન, તેણે હમણાં જ બંધાવ્યું હતું. અમારી બીજી પણ અનેક પરચુરણ વાતો થઈ.

દિવસ ઉનાળાનો હતો. ખાસ બનાવેલી નાનકડી અગાસીમાં ચંદ્રમાએ પાથરેલી પ્રકાશ–ચાંદનીમાં અમે ગપ્પાં મારવા બેઠા હતા. ઉકળાટ કહે મારું કામ. એટલામાં વિનાયકની પત્નીએ બરફમાં નાખેલું ઠંડું પીણું ચાંદીના પ્યાલામાં ભરીને અમને આપ્યું. તે પી લીધા પછી, મેં વિનાયક પાસે સહેજે મુખવાસ માગ્યો.

“ચાલ આપણે અંદર જ જઈએ. સિગારેટ વગેરે કંઈ જોઈશે ?”

“હોય તો લાવ. હું કાયમ પીતો નથી, પણ પ્રવાસમાં ઘણીવાર પીઉં છું.”

અમે તેની બેઠકના ઓરડામાં ગયા. એલચી ખાધી. ચાંદીના ખોખામાંથી વિનાયકે એક સિગારેટ કાઢી અને

એક પોતે લઈ તે દીવાસળીની પેટી શોધવા લાગ્યો. મારું ધ્યાન એના તરફ જ હતું. તે પીઠ ફેરવીને પેટી શોધતો હતો. એટલામાં દીવાલ પર ટીંગાડેલી એક તસ્વીર તરફ મારું ધ્યાન ગયું. લાલ રંગનો પડદો તેની ફ્રેમ ઉપર અડધોએક લટકાવેલો હતો.

"એ તસ્વીર તારા પિતાની છે?" મેં સહેજે પૂછ્યું.

"મારા પિતાની? મારા પિતાએ કદી ફોટો પડાવ્યો નથી. મને તેઓ બહુ યાદ આવે છે. ફોટો જોઈને તો સંતોષ માનત. તું એમનો સ્વભાવ તો જાણે છે."

"તો પછી આ ફોટો કોનો?" મેં વધારે કુતૂહલથી પૂછ્યું.

તસ્વીર પાસે જઈને તેણે ઉપરનો પડદો બાજુ પર ખસેડયો. પોતાના પહેરેલા ધોતિયા વડે, જો કે તે ફોટા ઉપર ધૂળ ન હતી છતાં, તેની સાફસુફી કરતાં વિનાયકે મારી તરફ જોઈને કહ્યું:

"આપણા મરાઠી લેખકોના અતિશયોક્તિભર્યા વર્ણનપૂર્વક કહેવું હોય, તો હું કહીશ કે આ એક ઇશ્વરનો અવતાર છે."

"ઇશ્વરનો અવતાર! કોઈ સાધુ લાગે છે. આ છંદે તું ક્યાંથી ચડયો? દિવેકર શાસ્ત્રી અને કિર્લોસ્કર શું કહે છે, તે તું વાંચે છે ને?"

"હા, હા, વાંચું છું જ તો. ઘણી જ ઉત્કંઠાથી વાંચું છું. પણ એ બધુ વાંચ્યા પછી, મને એમ લાગવા માંડયું. છે કે ખુદ દિવેકર શાસ્ત્રી અને કિર્લોસ્કર એ બે જ આ દુનિયામાં સજ્જન માણસો છે અને બાકી બધે જ બુવા-બાજીના તાગડધીન્ના ચાલે છે. શું તને એમ નથી લાગતું?"

તે મને જવાબ આપે તે પહેલાં જ મેં તેને અટકાવીને કહ્યું: "અત્યારે બીજી વાત મૂકીને આ તારા ઇશ્વરના અવતારની તો વાત કર!"

વચલો વિષય ભૂલાઇ ગયો. વિનાયક સહેજ ગંભીર થયો. તેની આંખમાં અશ્રુ આવ્યાં. તેણે એક અગરબત્તી સળગાવી અને તે ફોટાની સામે મૂકી. પછી તે આવીને મારી પાસે બેઠો અને તેણે કહેવા માંડયું:

"મારી દશ વર્ષ પહેલાંની પરિસ્થિતિની તો તને ખબર જ છે. મારે ખાવાના પણ સાંસા હતા. તે વખતનો મારો આ જૂનો દોસ્ત છે. તેનું નામ—પણ હું નામ કહેતો જ નથી. હું તેને દેવનો અવતાર જ ગણું છું."

વરસાદ પડે તે પહેલાં જેમ વાદળાં ચડી આવે, પવનના સુસવાટા વાય, તડકો જતો રહે, ત્યારે આપણા મન ઉપર જેવી અસર થાય છે, તેવી જ વિનાયકની સ્થિતિ થઇ હતી. મારા મનની ઉત્કંઠા પણ વધવા લાગી.

વિનાયકે કહ્યું: "હજી પણ તે પ્રસંગ મારી નજર સામે છે. મારે માટે મૂઠી અનાજ પણ તે વખતે મળવું મુશ્કેલ હતું. મધ્યમ સ્થિતિના માણસની અવસ્થા

બહુ કઠિન હોય છે કેમકે તેઓ નથી હોતા તદ્દન ભિખારી કે નથી હોતા તદ્દન શ્રીમંત! કેવળ અધકચરા! કઠિન કાળમાં અમે જ એકલાં હોત તો—

"પણ તે વખતે મારી મા હતી. તેમાં તે માંદી પડી. મા નાનપણમાં ગરીબ હોય તો ગમે તે કષ્ટ વેઠીને પણ પોતાના દીકરાના લાડ પૂરા કરે છે, અને દીકરો મોટો થાય છતાં તે ગરીબ જ રહે, તો મા પોતાની સામાન્ય જરૂરીયાતો પણ છોકરાને કદી કહેતી નથી. પોતાની જરૂરીયાતોમાં પણ તે ઉપવાસ કરતી હોય એમ લાગે છે. એટલે કષ્ટ વેઠવાં એ જ માનો ધર્મ છે, એમ લાગતું.

"તે વખતે મારી મા માંદી હતી, અને તેનું મોં તદ્દન બેસ્વાદ થઈ ગયું હતું. આડોશી–પાડોશી કહેતા, 'મોસંબી ખાવ, દ્રાક્ષ લાવો!'

"મા જવાબ આપતી, "મારી જીભમાં સ્વાદ જ નથી તેમાં વળી મને દ્રાક્ષ, મોસંબી સદતાં જ નથી. તરત જ શરદી ચઢી આવે છે."

"પણ ખરી વાત તો છોકરાના ગજવામાં પૈસાની ગરમી નથી તેથી જ માને શરદી ચઢતી એ શું હું નહોતો સમજતો?

"અને તે વખતે તો મા લગભગ પંદર દિવસ લાગલાગટ પથારીવશ રહી. સાંજનો સાત વાગ્યાનો સમય હતો. હું મા તરફ જોઈ શકતો નહોતો. ઉછીના

પૈસા લાવવાની હિંમત બતાવી મેં માને પૂછ્યું, 'મા, સાચે જ એક બે મોસંબી લઈ આવું?'

"માને લાગ્યું કે હું બહુ ઉત્સાહથી પૂછું છું એટલે મારા ગજવામાં આજે પૈસા છે."

થોડીવાર શાન્ત રહી માએ કહ્યું: 'સાચે જ મારે કંઇ ન જોઇએ. પણ તું કહે જ છે, તો લાવ ત્યારે.'

"આ હમણાં પાંચ મિનિટમાં લાવું." કોઇ પંકાયેલ નટ કરતાં પણ વધુ અભિનય કરતો હું બહાર આવ્યો. પણ મારી ઓરડીમાં આવતાં જ મારો બધો અભિનય ઓગળી ગયો. એકદમ મારી આંખમાં આંસુ આવ્યાં. મારા ગજવામાં તે દિવસે એક રાતી પાઇ પણ ન હતી. ખાલી ગજવામાં હાથ નાખી, હું ઓરડીમાં શૂન્ય નજરે જોતો હતો. ત્યાં આ દેવમૂર્તિ મારી ઓરડીમાં આવી."

વિનાયક અશ્રુપૂર્ણ નેત્રે તે ફોટા તરફ જોઇ રહ્યો.

"તને લાગતું હશે કે હું આ કેવળ અભિનય કરું છું. પણ તે પ્રસંગ હજી પણ જેમ ને તેમ મારી આંખ સમક્ષ દેખાય છે. માળાના મણકા જેમ વારંવાર ફેરવીએ, તેમ આ હકીકત હું જેને તેને કહું છું. ધૂળથી ખરડાએલા ફૂલછોડ ઉપર પાણીનો છંટકાવ કરવાથી, તે જેમ પાછા તાજા દેખાવા લાગે છે, તેમ આ વાત ફરીવાર નવેસરથી કોઇને કહેવાનો પ્રસંગ આવે છે કે મારામાં ઉત્સાહની ભરતી આવે છે.

"હં, હું શું કહેતો હતો? ઓરડીમાં હું

આવ્યો, અને તે જ ક્ષણે તે મારી ઓરડીમાં આવ્યો. તેને જોતાં જ મારા મનમાં આશા ઉત્પન્ન થઇ. આશાની નજરે મેં તેની તરફ જોયું. હું લગભગ બહાર જવાની તૈયારીમાં હતો, એ તેના ધ્યાનમાં આવ્યું, અને તેણે પૂછ્યું: 'કેમ બહાર ચાલવું છે.'

"મેં ખાલી 'હા' કહી અને અમે બંને બહાર જવા લાગ્યા.

"પાંચ મિનિટમાં મોસંબી લાવી આપવાનું મેં માની પાસે કબૂલ કર્યું હતું. અનેક વિષયો ઉપર અમે ગપ્પાં મારતા હતા. પણ હું 'મોસંબી' એ શબ્દ ભૂલ્યો નહોતો. અને મારા ખાલી ગજવામાં હાથ નાંખી હું તપાસતો હતો. તે વખતે રાતના નવ વાગ્યા હશે. એક ખૂણામાં અમે ઊભા રહ્યા.

તેણે કહ્યું, 'ઠીક ત્યારે હું જાઉં છું.' હું હૃદયભેદક આશાથી તેની તરફ જોઇ રહ્યો. તેણે જવાનું કહ્યું, અને તે જવા માટે ફર્યો, ત્યાં હું એકદમ રડી પડયો. તેણે ચમકીને પાછું જોયું અને આશ્ચર્યથી પૂછ્યું, 'કેમ શું થયું !'

મેં ખૂબ જ દયામણે સ્વરે કહ્યું, 'ભાઇ મને ચાર પૈસા ઉછીના આપશો ?'

'શું ચાર પૈસા ?' તેને મારી ખરી પરિસ્થિતિની કલ્પના પણ ન હતી. અને સામાન્ય રીતે મધ્યમ સ્થિતિમાં સંસારની રસાકસીએ ચાલતા કુટુંબની સાચી

પરિસ્થિતિનો નક્કી અંદાજ કોને આવે ?

"આશ્ચર્યભરી નજરે મારી તરફ જોઇ, તેણે મારા હાથમાં ચાર આના મૂક્યા. મેં અર્થ સમજ્યા વગર 'Thank you' આભાર–એમ કહ્યું. મેં તે વખતે શું કહ્યું તેનું મને કશું ભાન જ હતું નહિ ! તે ગયો કે ઊભો રહ્યો તે પણ મેં જોયું નહિ.

"તે વખતે નવ વાગ્યાનો સમય થઇ ગયો હતો, અને બજાર બંધ થઈ જવાનો ભય લાગતાં મારી આશા ઉપર પાણી ફરી વળે તેમ મને લાગતું હતું. મારા હાથમાં પૈસા હતા અને તેથી આજે મારા નશીબનો જોગ કંઇક ચમત્કારિક જણાતો હતો.

"મેં ઝટ લઇને ટોપી ઉતારી બગલમાં નાખી, અને દોડવાની શરતમાં છોકરાંઓ દોડે એટલી જ બાલીશતાથી હું રસ્તામાં દોડવા લાગ્યો.

"તે રાતે માને મોસંબીનો રસ કાઢી આપતાં તેને જે અનહદ આનંદ થયો, તેનું વર્ણન હું કરી શકું તેમ નથી.

"બીજે દિવસે સવારે તે મારી પાસે આવ્યો. તેણે મારી એકંદર બધી પરિસ્થિતિની તપાસ કરી અને કહ્યું: "ભાઈ; આમ જુઓ, આવું હું નહિ ચાલવા દઉં. અડચણને વખતે મિત્રોનો ઉપયોગ નહિ થાય, તો મિત્ર શું ખાલી નામાવલિમાં ઉમેરો કરવા માટે હોય છે ?'

"તેની પાછળ પણ કુટુંબકબીલો હતો. તે વખતે

તેને માત્ર પચાસ રૂપીઆ પગાર મળતો હતો. તેના પગારને દિવસે મને માસિક દશ રૂપીઆ નિયમિત રીતે લગભગ એક વર્ષ સુધી લાવી આપતો. પગાર થાય એટલે પહેલા મને દશ રૂપીઆ આપે અને પછી જ ઘેર જાય.

"અને વધુ તને એક વાત કહું. માણસ ભલે પોતાની પુરુષાર્થ શકિતનાં ગમે એટલાં ગપ્પાં મારે, તૈયાર પાટલે બેઠેલાઓ કર્મયોગની ભલે ગમે એટલી જાહેરાતો કરે, પણ મહેનત તો જરૂર જોઇએ; એ સાચું હોવા છતાં તેની સાથે નસીબની મદદ પણ જોઇએ.

"એક વર્ષ પછી હું આ ધંધામાં પડ્યો. અને ખાલી ગુણાકાર કરવા બેઠો હોઉં તેમ મને ધંધામાં નફો મળવા લાગ્યો. અને આજે હું આ સ્થિતિએ પહોંચ્યો છું.

"પણ એક ગમ્મત તને કહું ? તેને આજે સાઠ રૂપીઆનો જ પગાર છે. પણ મારી પરિસ્થિતિમાં જેમ જેમ અંતર પડવા લાગ્યું, તેમ તેમ તે મારી પાસે ઓછું આવવા લાગ્યો. મેં તેના બધા પૈસા પાછા વાળ્યા હતા. એક દિવસ મેં તેને પૂછ્યું: 'હમણાં મારે ત્યાં પહેલાંની પેઠે કેમ આવતો નથી ?'

"તેણે રમતિયાળ ઢબે હસતાં હસતાં કહ્યું. "હરેકે પોતાની પરિસ્થિતિ પ્રમાણે મૈત્રી રાખવી જોઇએ. તું હવે શ્રીમંત થતો જાય છે, તેમાં જ મને આનંદ છે.'

"હવે તેની બદલી થતાં તે પરગામ ગયો છે. તેને

મેં ચાર દિવસ મારી સાથે રહેવા માટે હજાર વખ બોલાવ્યો પણ તે આવતો જ નથી. કોઈ વખતે અ અમારો બંનેનો સાથે ફોટો પડાવ્યો હતો. તે ઉપરથ આ ફોટો મેં 'એન્લાર્જ' કરાવ્યો છે. હું સાચે જ કહું છું કે આવી વૃત્તિવાળા માણસોને હું દેવોનાઅવતા સમજું છું. અને દેવોના આવા અંશાવતાર ગામડામ કે શહેરમાં કવચિત્ કવચિત્ જોવામાં આવે છે. તે જ દેવ છે એમ કહેવાનું મને મન થાય છે.

"તેનું એક વાક્ય મને બહુ યાદ આવે છે. 'પરો પકાર ખોખોની રમત જેવો હોવો જોઈએ. એક માણ બીજાને ખો આપવી જોઈએ. તું મને સંભારે છે એ લખે છે, પણ આજે તારી સ્થિતિ સારી છે. હવે તું પ એવું જ તારું સ્મરણ કોઈ બીજાને રહે એમ કરજે એક દીવાથી બીજો દીવો સળગાવીએ, તેમ પરોપકારન બાબતમાં થવું જોઈએ.'

"મારાથી થાય એટલી મદદ ભીડમાં આવેલ માણસોને હું કરું છું. પણ તે જાણી જોઈને મારી પા નથી આવતો તે વાતનું મને દુઃખ રહે છે. અને કોઈ વાર મને એમ લાગે છે કે તે મારી પાસે નથી આવતો તો હું જ અચાનક એકવાર ફાટેલાં કપડાં પહેરી એ ગામ જાઉં અને તેના બારણામાં ઊભો રહી કહું, 'મ ચાર પૈસા ઉછીના આપને !'

# તમાચો

[ ૫ ]

દિવાળીના દિવસોનો જાદુ કોણુ જાણે શો હશે ? સુખદુઃખનું સામ્રાજ્ય દુનિયામાં પહેલાંની જેમ જ અથવા 'ગયા અંકથી આગળ ચાલુ' ના સ્વરૂપ જેવું હોવા છતાં દિવાળીના દિવસોમાં જ વાતાવરણમાં એટલો બધો ઉત્સાહ ક્યાંથી આવતો હશે !

માત્ર દીવાઓની સળગતી અસંખ્ય જ્યોતિને લીધે કે ફટાકડાના ધડાકાને લીધે ? વીજળીની ધગધગતી બત્તીઓ કરતાં દીવાનો કે કોડિયાનો પ્રકાશ વધુ સૌમ્ય દેખાય છે. દીવીના કે કોડિયાના પ્રકાશમાં અમુક જાતની શોભા કે સૌમ્યતા દેખાય છે, પણ વીજળીની બત્તીમાં તો એક જાતનો માદક ઉન્માદ જ હોય છે.

આજે કાળી ચૌદશનો દિવસ હતો. તેથી પરોઢિયામાં સ્નાન કરી પરવાર્યો હતો. થોડો નાસ્તો લઇ, સહેજ ફરી આવવા માટે ઘરમાંથી બહાર નીકળ્યો.

ઘણો વખત બહાર ફર્યા પછી, રસ્તામાં મારા એક મિત્રનું મકાન આવ્યું. હું સહેજે અંદર ગયો. એ મિત્ર એક નંબરનો રખડુ હતો, પણ ભાઇસાહેબ આજે ઘેર જ હતા. હું તેની ઓરડી પાસે ગયો. ઓરડીનું બારણું ખાલી વાસેલું હતું. બારણું ધકેલીને હું અંદર ગયો.

મારો મિત્ર દિનકર ખુરશી ઉપર બેઠો હતો. કોણ જાણે કેમ પણ હું અંદર પ્રવેશતાં તે ચમક્યો; અને તેણે કંઈક ચીજ સંતાડી દીધી. એ મારા ધ્યાનમાં આવ્યું, પણ હું બોલ્યો નહિ.

"કેમ દિનકર કેમ છે ? ઠીક છે ને ?" મેં પૂછ્યું.

પક્કાઈથી હસતાં હસતાં દિનકરે કહ્યું, "ઠીક છે, પણ આજે કાંઈ ઘણે દિવસે તેં મને યાદ કર્યો ?"

"આપ ઘરમાં મળો તો આપની પાસે આવું ને ?" મેં કહ્યું.

"કારણ તો ગમે તે માણસ ગમે તેવું આપી શકે છે." દિનકરે કહ્યું.

સહેજ મશ્કરીના સ્વરમાં પણ મારા માટેનો અવિશ્વાસ હું સહન કરી શકયો નહિ. મેં તો સીધું જ સંભળાવી દીધું.

"તું તો ગધેડો લાગે છે."

હું સહેજ મશ્કરીમાં જ આ વાક્ય બોલ્યો એ ખરું, પણ બનવાજોગ એવો હતો કે તે જ દિવસે દિનકરે મને ખાતરી કરી આપી કે હું જે વાક્ય બોલ્યો તે અક્ષરશઃ સાચું હતું. દિનકર ખરેખર ગધેડો હતો!

તે દિવસે બપોરે દિનકર એની મેળે જ મારે ઘેર આવ્યો. હું તરત જ જમીને ઊઠ્યો હતો. અમે બંને

મેડા ઉપર મારી ઓરડીમાં જવા લાગ્યા, ત્યાં વચ્ચે જ મારી માએ દિનકરને પ્રશ્ન કર્યો.

"કેમ અલ્યા દિનુ, વહુ ક્યારે લાવે છે ?" દિનકર હજી પરણ્યો ન હતો તેથી લગ્ન ક્યારે કરવાનો એવો પ્રશ્ન થયો હતો.

એ પ્રશ્નના જવાબમાં દિનકર માત્ર ગમગીનીપૂર્વક હસ્યો. અમે અમારી ઓરડીમાં આવ્યા. ત્યાં પાન વગેરે ખાધું. પાન ચાવતાં ચાવતાં મેં કહ્યું:

"કેમ દિનકરરાવ ! કાંઈ લગનનો ઘાટ બેસે છે ?"

હજી પોતે પરણી શક્યો નથી તેથી દિનકર ખૂબ જ ગમગીન રહેતો, પણ તે ગમગીની છૂપાવવા માટે પોતે દેશની ખાતર, સમાજની ખાતર, અવિવાહિત રહેવાનો છે એવાં ગપ્પાં હાંકતો. પણ તેની સહજ હિલચાલ ઉપરથી, તે લગ્ન માટે ઉતાવળો થયો છે એ કોઈના પણ ધ્યાનમાં આવ્યા વિના ન રહેતું.

"જોઈએ હવે શું થાય છે." દિનકરે કહ્યું.

"ઠીક, જોઇએ ત્યારે હવે." મેં કહ્યું. અને કોણ જાણે શાથી પણ હું મારું હસવું ખાળી શક્યો નહિ.

મને એક વાતની જ રહી રહીને નવાઇ લાગતી કે દિનકરમાં એવો શું ગુણ છે, એવી શી હિમ્મત છે, બુદ્ધિનો એવો શો ચમત્કાર છે, એવી શી વિશેષતા છે, વધુ શા માટે ? તેનામાં અને મારામાં શું સામ્ય છે

કે જેથી મારે તેને મિત્ર ગણવો જોઇએ? મારે એને ઘેર કોઇકવાર પણ શા માટે જવું?

આ પ્રશ્નના જવાબમાં મને એક રમુજી કલ્પના સૂઝી. કોઈ હૃષ્ટપુષ્ટ જેવા પાળેલા કૂતરાની પીઠ ઉપર આપણે માયાથી હાથ ફેરવતા નથી છતાં એનામાં અને આપણામાં શું સામ્ય હોય છે? વળી તે જ કૂતરું આપણને ફરી મળે તો 'તુ તુ' કરતા આપણે પાસે નથી બોલાવતા?

દિનકરની અને મારી મિત્રતાનું સ્વરૂપ એવું છે એમ મને લાગે છે.

થોડા વખત પછી વિશેષ કંઈ પણ બોલ્યા વગર દિનકર ચાલ્યો ગયો. તે કેમ આવ્યો અને કેમ ગયો એ મને સમજાયું નહિ.

"ઠીક જાઉં છું" દિનકરે મને કહ્યું.

"ઠીક." મેં કહ્યું અને દિનકર ચાલ્યો ગયો.

**સાં**જના છ વાગ્યાનો સમય હતો. હું કેટલાક દારૂના બાણ ખરીદવા નીકળ્યો હતો. ત્યાં સામેથી દિનકરરાવ દેખાયો. આજે મારો અને તેનો ત્રીજીવારનો મેળાપ હતો.

પ્રારંભિક નમસ્કાર થયા પછી મેં કહ્યું, "કેમ દિનકર ફરવા ચાલવું છે?"

"હા, ચાલ." દિનકરે કહ્યું. અમે ચાલ્યા.

રસ્તામાં બાણુ ખરીદ્યાં અને તેને બાંધવા માટે ગજવામાંથી રૂમાલ કાઢવા લાગ્યો; ત્યાં દિનકરે ગજવાનુ-માંનો રૂમાલ મારી આગળ ધર્યો અને કહ્યું:

"જોઇએ તો આનાથી બાંધ."

મેં તેનો હાથ-રૂમાલ લીધો, અને બાણુ બાંધવા લાગ્યો. સહેજે મારું ધ્યાન ખેંચાયું. હાથ રૂમાલ ઉપર નામ હતું, "કુમારી શાન્તા દેશાઈ."

મેં પ્રશ્નાર્થ દૃષ્ટિથી દિનકર તરફ જોયું. ટચલી આંગળી આગળ ધરી, નિશાળના છોકરા જે કારણસર બહાર જાય છે, તે કારણુ કહી દિનકર મારાથી દૂર ગયો. મેં ફરી તે વાત ઉપાડી જ નહિ.

ઘેર આવ્યા પછી મેં બાણુ છોડી લીધા. અને હાથરૂમાલ દિનકરને પાછો આપ્યો.

"ચાલને મારે ઘેર નાસ્તો કરવા, બાએ તને બોલાવ્યો છે."

દિનકરની માનું નામ નીકળ્યું એટલે મેં પણ હા પાડી અને હું નાસ્તા માટે તેને ઘેર ગયો.

મને પોતાના ઓરડામાં બેસાડી દિનકર ઓરડીમાં ગયો. હું સહેજે દિનકરનું ટેબલ તપાસવા લાગ્યો. ટેબલ ઉપર 'મનોરંજન'નો ગઈ દિવાળીનો ખાસ અંક પડેલો હતો. હું પાનાં ફેરવવા લાગ્યો. ત્યાં તે

અંકના મુખપૃષ્ઠ ઉપર અને અંદરના ભાગમાં પણ એક બે પાનાં ઉપર 'મને કુમારી શાન્તા દેશાઇ'નું નામ દેખાયું. હું ચમક્યો.

એટલામાં દિનકર ખાવાનું લઈ આવ્યો. અમે નાસ્તો લીધો. દિનકર ખાલી વાસણો મૂકવા માટે નીચે ગયો. હું સોપારી ચાવતાં ચાવતાં જવાની તૈયારીમાં ઊભો.

ખૂણામાં એક છત્રી મૂકી હતી. તેના ઉપર સુંદર ડીઝાઇન ચીતરેલી હતી. કંઈક ચાળો કરવો એટલે મેં તે છત્રી ઊઘાડી. ત્યાં ત્રીજી નવાઈ! તે છત્રી ઉપર પણ 'કુમારી શાન્તા દેશાઇ' એવું નામ હતું!! મેં છત્રી બંધ કરી મૂકી દીધી અને દિનકર આવ્યો. અમે બંને જણા બહાર નીકળ્યા. જતાં જતાં હું દિનકરની માને મળી આવ્યો. દિનકરની મા પ્રેમળતાની મૂર્તિ હતી.

**સાં**જના સાડા આઠ થઇ ગયા તોપણ અમે ગામની બહાર ભટકતા હતા.

દિનકરે જ શરમાતાં શરમાતાં મને કહ્યું, "તને એક ગમ્મત કહું?"

મેં ખાલી 'હોંકારો' દીધો.

દિનકર કહેવા લાગ્યો, "એવી ગમ્મત થઈ કે હું

સહેજે સાયકલ ઉપર ફરતો હતો. મને શું લાગ્યું, કોણ જાણે પણ એક ઠેકાણે હું સાયકલ ઉપરથી નીચે ઊતર્યો, ને સાયકલ હાથમાં ઝાલી ચાલવા લાગ્યો. રસ્તામાં એક દરવાજાની પાસે એક સત્તર અઢાર વર્ષની સુંદર છોકરી ઊભી હતી. મેં સહેજે તેના તરફ જોયું. તે પણ મારી તરફ તાકીને જોતી હતી. મેં ગમ્મતમાં ફલાણા ક્યાં રહે છે, એમ પૂછ્યું. ત્યાં તેણે મારું નામ પૂછ્યું. હું તો ટાઢો જ પડી ગયો. મેં તેને મારું નામ કહ્યું. મેં એને કંઈક પ્રશ્ન પૂછ્યો હતો, અને તેનો જવાબ હજુ મળ્યો ન હતો. એ વાત હું પણ ભૂલ્યો અને તે પણ ભૂલી. તેણે પોતાનું ભાષણ આગળ ચલાવ્યું:

"આપ સાયકલ ઉપર બહુ સરસ બેસો છો. મને બેસતાં શિખવશો ?"

વચ્ચે જ સહેજ થોભીને દિનકરે કહ્યું:

"મેં પણ તેને સાયકલ ઉપર બેસતાં શિખવવાનું કબૂલ કર્યું અને તે દિવસથી તેને હું ચહાવા લાગ્યો. કાલ પરમ દિવસે જ તેણે મને લગ્ન માટે પૂછ્યું. પણ હું શો જવાબ આપું ? તેણે મને એક હાથ-રૂમાલ પણ ભેટ આપ્યો. તેનાં એક બે પુસ્તકો પણ મારી પાસે છે. ગમ્મત એ છે કે બે દિવસ ઉપર તેણે મારો પત્તો ક્યાંથી મેળવ્યો, કોણ જાણે ! પણ તે મારી પાસે આવી. અલબત્ત, મને તો કંઈ કંઈ થયું, જતી વખતે તે મારે

ત્યાં પોતાની છત્રી ભૂલી ગઈ. હવે શું કરવું ? તેનો ભારે પ્રશ્ન મને મૂંઝવી રહ્યો છે."

દિનકરે પોતાનું પ્રેમાખ્યાન પૂરું કર્યું. કોઇ ભૂખડી બારસ માસિકમાં સારી વાર્તાનો અનુવાદ, સ્વતંત્ર વાતા તરીકે પ્રસિદ્ધ થાય, તેવી દિનકરની સ્થિતિ મને લાગી. શેઠાણી પાસેથી મળેલાં જૂનાં પૂરાણાં વસ્ત્ર પર નોકરડી પોતાની શ્રીમંતાઈ બતાવવાનો પ્રયત્ન કરે, તેવું દિનકરની બાબતમાં થયું હશે એમ મને લાગ્યું !

"તું ભાગ્યવાન છે !" મેં અભિપ્રાય પ્રગટ કર્યો.

અમે ઘેર પાછા ફર્યા. રસ્તામાં દિનકરે ફરી હવે શું કરવું એવી સલાહ મને પૂછી. મેં તેને બીજે દિવસે સાંજે મારી પાસે આવજે એટલે કહીશ એમ કહ્યું. અમે બંને જણ ઘેર આવ્યા.

**બી**જે દિવસે સવારે દિનકર મારે ઘેર આવ્યો. મારે ત્યાં મારા એક બીજા મિત્રને મેં નાસ્તા માટે બોલાવ્યો હતો. દિનકરની પ્રેમ-કહાણી મેં મારા મિત્રને અગાઉ જ કહી રાખી હતી. દિનકરને સારી સલાહ આપવા માટે કંઇક વિચાર નક્કી કરીને અમે દિનકરની રાહમાં જ બેઠા હતા. ત્યાં દિનકર ઓરડીમાં આવ્યો અને મારા મિત્ર તરફ જોઈને ચમક્યો.

દિનકર ન સમજી શકે એવી રીતે હું હસ્યો ને મેં તેને કહ્યું:

"અલ્યા, બેસ ને !" પણ તે બેસે જ નહિ. થોડીવાર પછી આવીશ. મને હમણાં વખત નથી વગેરે વગેરે આનાકાની એ કરવા લાગ્યો. મેં એને પરાણે બેસાડી દીધો. અને ન છૂટકે એ બેસી ગયો પણ વગર કારણે આળસ મરડવા લાગ્યો.

મારા મિત્રનું નામ શાલિગ્રામ હતું અને કુમારી શાન્તા દેશાઇ એ શાલિગ્રામની નાની બહેન હતી. શાલિગ્રામ મારો ઓળખીતો છે, એ વાત દિનકર જાણતો ન હતો.

આમ ઘણો વખત ગયો. અમે ત્રણે જણ મૂંગા બેઠા હતા. એક માત્ર ઇંગ્લીશ જાણનાર, એક માત્ર મરાઠી જાણનાર, અને એક માત્ર કાનડી જાણનાર એવા ત્રણ માણસો જો એકઠા થાય, તો શું બોલવું અને શું કરવું, એવી મૂંઝવણમાં પડીને ગાંડાની જેમ એક બીજા તરફ જોઈ રહે, તેવી સ્થિતિ અમારા ત્રણેની થઇ હતી. એક જ વાત, અમને ત્રણેને જુદી જુદી ત્રણ રીતે જાણીતી હતી અને તેથી આમ થયું હતું.

એટલામાં શાલિગ્રામે સહેજ રીસમાં દિનકરને કહ્યું, "ઓ પ્રતિષ્ઠિત સજ્જન ! અમારા ગયા વર્ષનો 'મનોરંજન'નો અંક વાંચવા માટે લઇ ગયા તેને છ મહિના થયા. તે હવે લાવી આપવો છે કે નહિ ?"

દિનકરે ધ્રૂજતા અવાજે કહ્યું: "કાલે લાવી આપીશ."

"કેમ અલ્યા શાલિગ્રામ, તું આને ઓળખે છે?" મેં કહ્યું:

"હું હવે એને સારી રીતે જ ઓળખું છું." એમ કહી શાલિગ્રામ ઊઠ્યો, અને તેણે ઓરડીનું બારણું બંધ કરી અંદરથી સાંકળ બંધ કરી. આ જોઈને પણ મેં સાંકળ મારવાનું કારણ પૂછ્યું નહિ, અને ઊલટું હસવા જ લાગ્યો. દિનકર આ બધું જોઈને ચિડાયો. તે પોતાની જગ્યાએ જ ઊંચો નીચો થવા લાગ્યો.

"કેમ દિનકર! ગરમી થાય છે? અલ્યા શાલિગ્રામ! અમારો દિનકર ભાગ્યવાન છે!"

શાલિગ્રામે પોતાના હાથમાંની લાકડી જોસથી જમીન ઉપર અફળાવી અને કહ્યું. "એવું જણાય છે ખરું."

ભાગ્યવાન દિનકર પરસેવાથી રેબઝેબ થયો હતો.

"આની 'પ્રેમ–કહાણી' તેં સાંભળી છે?" મેં શાલિગ્રામને કહ્યું પણ મારે તેને વાત ન કહેવી એ ખાતર દિનકર મને નિશાની કરવા લાગ્યો પણ. મેં તે શાલિગ્રામને કહી જ દીધી.

"અલબત્ત, આ તારો મિત્ર, છોકરીઓનો પ્રેમ મેળવવા જેવો જ દીવો છે. મારી હકીકત તેં સાંભળી છે? એ વાતને ચાર પાંચ મહિના થયા. દિનકરના એક દોસ્તની મારે ઓળખાણ હતી. તે બહારગામ ગયો.

તેણે જતી વખતે આ ભાઇસાહેબને મારું સરનામું આપીને, તેની પાસે મારી પડેલી એક ચોપડી પહોંચતી કરવાનું કહ્યું હતું. એ ચોપડી લઇને તે મારી પાસે આવ્યો. તે વખતે એની પાસે છત્રી ન હતી. મારી છત્રી પણ ખોવાઇ હતી. આ આવીને બેઠો અને વરસાદ શરૂ થયો. મેં એને એક કલાક બેસાડી રાખ્યો. અંતે બહુ મોડું થએલું અને વરસાદ પણ રહેતો ન હતો, એટલે મેં એને મારી બહેનની પેલી નાની છત્રી આપી. પણ આ ગધેડો છત્રી પાછી ન લાવી આપતાં મારે ત્યાં આવીને કહેવા લાગ્યો, કે છત્રી ખોવાઇ છે અને છત્રીની કિંમત મને આપવા લાગ્યો. મને થયું કે ખોવાઈ હશે એટલે મેં પણ પૈસા ન લીધા. આ હરામખોર, તેનો આના ઉપર પ્રેમ છે એમ પેલી છત્રીને આધારે તને કહે છે! પેલો 'મનોરંજન'નો અંક પણ આ જ ગધેડો મારી પાસેથી લઇ ગયેલો અને આ હલકટ માણસે તું કહે છે તે હાથ–રૂમાલ મારે ઘરે કોઇવાર આવતાં ચોરી લીધો હોવો જ જોઇએ." શાલિગ્રામ ખૂબ ઉશ્કેરાઇને બોલતો હતો.

દિનકરના ચહેરા ઉપર ડીકરા જેવી છટા દેખાવા લાગી! "ચખાડું આને બરાબરનો એક તમાચો?" એમ કહી શાલિગ્રામ એકદમ ઊભો થયો. મેં તેને અટકાવીને કહ્યું:

"ભાઈ શાલિગ્રામ! વગર કારણે ચિડાઇશ નહિ.

આમ આજે દિવાળીનો પડવો છે અને તું પણ શું જાણે, તારી બહેન આને ચાહે છે કે નહિ? અરે! આજકાલ કશું કહી ન શકાય. ગમે તે ગમે તેને ઝટ લઈને ચહાવા લાગે છે. તેં તારી બહેનને પૂછ્યું છે?"

આ સાંભળીને તો શાલિગ્રામ વધુ ચિડાયો અને બોલ્યો :

"હવે તને શું કહેવું?"

"તારે શું કહેવું છે?" મેં કહ્યું.

"કાંઈ નહિ. એક તમાચો લગાવી જ લેવા દો, ભલે દિવાળીનો પડવો હોય કે હોળીપૂનેમ હોય!"

મેં તેને અટકાવીને પાછો નીચે બેસાડયો. દિનકર પણ ખરેખર ચાલાક હતો. તમાચો ખાધા વગર જ તમાચો ખાધાની છટા તેના મોઢા ઉપર આવી. ડોકટર જેમ છેલ્લી ઘડીએ કહે છે, કે આ કેસ હોપલેસ છે તેમ મારે કહેવાનો પ્રસંગ આવ્યો, કે દિનકરની મુદ્રા વર્ણન કરવાની કક્ષાની બહાર છે! હજી એક વાત વાંચકોને કહેવાની રહી ગઈ છે, અને તે તો મુદ્દાની વાત છે.

તે વાત એ કે કુમારી શાન્તા દેશાઈની ઉંમર માત્ર નવ વર્ષની છે. તેમનો અને દિનકરરાવનો મેળાપ કદી થયો નથી. અને ધારો કે એમનો મેળાપ થયો હોય કેમકે છોકરીઓ હમણાં હમણાં એવી વંઠી ગઈ

હોય છે, એમ જ ધારીને આપણે ચાલીએ તોપણ આવી સ્થિતિમાંય નવ વર્ષનાં કુમારી શાન્તા દેશાઇ દિનકરરાવ સાથે પ્રેમ પુરાણ હાંકી શકે ખરાં ? નમુના તરીકે—

"એં હેં, આંખો શાની પટપટાવો છો ? બાલનટોની નાટક મંડળીઓના પ્રવેશ ઘેર ઘેર ચાલુ થયા કે શું ?"

"કુમારી શાન્તા દેશાઈ હમણાં જ ક્યાંક નાક સાફ કરવાની કળા કલાત્મક રીતે કરતાં શીખ્યાં છે."

**મેં** ઓરડીમાં જ નાસ્તો લાવીને મૂક્યો હતો. દિનકરરાવની સામે નાસ્તાની રકાબી મૂકી. તે મૂકતાં જ શાલિગ્રામ બૂમ પાડી ઊઠ્યો.

"હા, જો દિનકરને તમાચો ચૂકવવો હોય તો, તેણે નાસ્તો ખાવો જોઇએ અને તે એટલી ઝડપથી કે બે જ મિનિટમાં ! એક સેકંડ પણ વધારે થાય તો તમાચો પડ્યો જ સમજજે !"

બિચારો દિનકર ! હાય રે દિનકરરાવ ! ! અને વાહ રે દિનકર ! ! !

બત્તીની સ્વીચ દાબતાંની સાથે જેમ બત્તી સળગે છે, તેટલી જ તત્પરતાથી શાલિગ્રામનું વાક્ય પૂરું થતાંની સાથે જ દિનકરે નાસ્તો કરવાની શરૂઆત કરી.

દળવાની ઘંટીમાં જેમ અનાજ એક સાથે ઓરી દેવાય છે, તેમ દિનકરે બધો નાસ્તો જ ગળામાં ઓર્યો એમ કહી શકાય. પરિણામે તેને એકદમ ઠાંસો આવવાથી તેણે ઉતાવળે પાણી પીધું. તરત જ તે ઊઠ્યો અને પરસેવાથી રેબઝેબ થઈ રોતલ સ્વરે બોલ્યો :

"ઠીક ત્યારે હું જાઉં છું."

મેં પણ ડાહ્યા થઈને કહ્યું:

"આવજે ત્યારે, તને બહુ મોડું થયું. હા, પણ લગ્નની બાબતમાં સલાહ આપવી બાકી છે. પણ કન્યાની ઉંમર માત્ર નવ વર્ષની છે, અને ચૌદ વર્ષનું શારદાબીલ હમણાં જ પાસ થયું છે, એટલે આપે હાલમાં લગ્ન ન કરવાં એ જ યોગ્ય થશે."

દિનકર મારી સલાહ પહેલાં જ બધું સમજી ગયો હતો. તેણે બારણાની સાંકળ ખોલી, અને ઉતાવળથી બહાર નીકળ્યો. તે એટલી ઉતાવળે ચાલવા લાગ્યો કે તેણે પાછું વાળીને જોવાની ઇચ્છા જ ન રાખી; પણ પાછા વળીને તેને જોવું જ પડ્યું. કારણ કે કુમારી શાન્તા દેસાઇને અમે આજે જાણી જોઈને અમારે ત્યાં લાવ્યા હતા. અને તેઓશ્રી રસ્તા ઉપરની બારીમાં ઊભાં ઊભાં ફટાકડાની સેર સળગાવતાં હતાં.

અમે બંને જણ એકદમ હસી પડ્યા. અમારા અચાનક હસવાથી શાન્તાબાઈ દેસાઈ ચમક્યાં ! અને

તેમના હાથમાંની ફટાકડાની સેર નીચે રસ્તા પર પડી. તે સેરનું નીચે પડવું અને દિનકરરાવનું બારી નીચેથી પસાર થવું, બંને એક જ સાથે બન્યું! તેમાંનો એક ફટાકડો તો દિનકરરાવના ગાલ ઉપર જ ફૂટ્યો! દિનકરરાવે પાછું જોયું, ઉપર જોયું, ઊંચે જોયું, અને ગાલ ચોળતા ચોળતા તેઓ ચાલવા લાગ્યા.

# રેકર્ડોનું રમખાણ

[ ૬ ]

"ચોર, ચોર; પકડો, પકડો; ઓ મા રે! એ રાક્ષસે તો મારી બંગડીઓ ઉપર હાથ નાખ્યો!"

આવી બૂમરાણ સાંભળી આખી ચાલી જાગી ગઇ. કોઇ ફાનસ તો કોઇ ટોર્ચ, કોઈ લાકડીઓ તો કોઇ કોઇ ડાંગ લઇને જે મેડા ઉપરથી આ બૂમ આવી હતી તે મેડા તરફ દોડ્યા.

ચોર પોતાના કામમાં બહુ કુશળ ન લાગ્યો. એક જણાએ એદીની જેમ ઊભેલા એ ચોરને મજબૂત પકડી લીધો. બીજાએ તેના મોં પર ટોર્ચનો પ્રકાશ નાખ્યો!

" ઓ બાપરે! કોણ માધવરાવ?" સહુને પોતાની આંખ ઉપર પણ વિશ્વાસ ન બેઠો. માધવરાવ તે જ ચાલીમાં રહેતા હતા. લગભગ પિસ્તાલીશ વર્ષના પ્રૌઢ અને કુટુંબ-કબીલાવાળા માણસ હતા. સરકારી નોકરીમાં તેમને અઢીસોનો પગાર હતો. સ્વભાવે ઘણા જ સીધા. કદી કોઇની સાથે ટંટોફિસાદ કરે નહિ. આવો ગૃહસ્થ ચોરી કરે એ કેમ સંભવે? કોને વિશ્વાસ આવે?

જેણે માધવરાવને પકડી રાખ્યા હતા, તેણે તેમનો

હાથ છોડી દઇ પૂછ્યું, " આપ અહીં ક્યાંથી માધવરાવ ? "

માધવરાવે જરાય વ્યગ્રતા બતાવ્યા વગર જવાબ આપ્યો. " ક્યાંથી એટલે ? મારી કંઇ ભૂલ થઇ નથી. હું જાણીબુઝીને જ તક જોઇ અહીં ચોરી કરવા આવ્યો છું. બાકી એટલું સાચું કે એમનાં શરીર પરનાં ઘરેણાંને અડવાનો મારો મુદ્દલે વિચાર નહોતો. મારે કેવળ એક ખાસ ચીજની ચોરી કરવી હતી, પણ તેમાં હું સફળ ન થયો. ખેર, ચાલો મને થાણે લઇ ચાલો. "

માધવરાવની બાબતમાં શું કરવું અને શું બોલવું, એ સવાલ દરેક આગળ ઊભો થયો. કારણ કે માધવરાવ તે ચાલીના દરેક માણસને અનેક રીતે કામમાં આવતા હતા. ઉપરાંત જે ઘરમાં માધવરાવ ચોરી કરવા માટે ઘૂસ્યા હતા, તેના માલિક વિશ્વનાથરાવ દેશપાંડે પણ આજે ઘેર ન હતા.

ભેગાં થએલાં બધાં જ કશું ન બોલતાં વિખરાઇ ગયાં અને માધવરાવ પણ પોતાના ઘરમાં ચાલ્યા ગયા.

બીજા દિવસથી ચાલીના બધા માણસો માધવરાવ તરફ શંકાની નજરે જોવા લાગ્યા. માધવરાવના વર્તનમાં પણ ચમત્કારિક ફેરફાર થયો. પહેલાં ભાગ્યે જ એકાદ શબ્દ બોલનાર માધવરાવ હવે તેમના તરફ કોઇ જુએ, કે તરત ચપટી વગાડીને ગણગણવા લાગતા.

"રાજા તને ભાન ન કાળવેળનું!" આમ ગણગણતા તેઓ હાવભાવ પણ કરવા લાગતા. ચાલીના લોકોને સમજાય જ નહિ કે આમને શું થયું છે? માધવરાવનું મગજ તો નથી ફરી ગયું ને? કેવો સજ્જન! કેવો પરોપકારી માણસ! પણ તેમને એકાએક આ શું થયું?

અને વિશ્વનાથરાવ દેશપાંડે સાથે પણ કેવો સંબંધ! તેમનો દીકરો લગભગ બે વર્ષ પહેલાં ગંભીર રીતે માંદો થયો હતો; તે વખતે માધવરાવે પોતે તન, મન અને ધનથી તેની માવજત કરી હતી. વિશ્વનાથરાવ દેશપાંડે કહેતા, "માધવરાવે મારા દીકરાને પુનર્જન્મ આપ્યો." અને આવા એક યા બીજી રીતના ઉપકારથી તે ચાલીના દરેક ગૃહસ્થને માધવરાવે પોતાનો મિત્ર બનાવ્યો હતો. આ બધી ભલાઇ તો ઠીક, પણ એ જ માધવરાવને વિશ્વનાથરાવ દેશપાંડેના ઘરમાં તેઓની ગેરહાજરી વખતે ઘૂસવાનું કારણ શું? આનો જવાબ મેળવવા માટે તેમના સ્વભાવની થોડી ઝીણવટથી માહિતી મેળવવી પડશે.

માધવરાવ બીજાને ગમે તેવી મદદ કરવા તૈયાર રહેતા, પણ પોતાની ખાતર કોઈને સહેજ પણ ઘસારો વેઠવો ન પડે એ માટે તેઓ બહુ જ ચીવટ રાખતા. નળ ઉપર કોઈ હોય તો અરધો પોણો કલાક તેઓ એમ ને એમ ઊભા રહેતા, પણ કોઈને બાજુએ ખસવાનું કહેતા નહિ! કોઇના તરફથી ગમે તેવી તકલીફ

આવી પડે છતાં એક શબ્દ પણ બોલ્યા વગર તેઓ બધું સહન કરતા.

એનો અર્થ એમ નહિ કે તેમને તકલીફ નહોતી પડતી; પણ તેઓ એમ માનતા કે આ એક જાતની તપશ્ચર્યા છે.

આ બધું ઉપલકીયું સાચું હોય તોપણ આવા માણસને તકલીફ પડતી જ નથી એમ કેમ બને? છતાં ક્યારેય એક પણ શબ્દ ન બોલનાર એ માણસ એકાદ વાત માટે એવી હઠ લઈ બેસે છે, કે આપણે દિગ્‌ થઈએ.

જુઓ જુઓ, માધવરાવ એકલા એકલા જ કાંઈક બબડતા શાક મારકીટ તરફ જાય છે. “રાજા તને ભાન ન કાળવેળાનું!” આવું શું બબડતા હશે?

વિશ્વનાથરાવ દેશપાંડે ઘેર આવ્યા ત્યારે પોતાની સ્ત્રીને પૂછવા લાગ્યા: “માધવરાવ કઈ બાજુએથી આપણે મેડે આવ્યા?”

“ઘણે ભાગે તેઓ છજામાં ઊતરી પડ્યા હશે. અને તે વખતે મને પણ ગરમીથી ઊંઘ નહોતી આવતી એટલે હું બારી ખુલ્લી રાખીને જ બેઠી હતી.”

“તે વખતે આપણા ઘરમાં બત્તી નહોતી બળતી?”

“ના, ના; ઊંઘ આવશે એમ ધારીને હું સૂતી

પણ ઊંઘ ન જ આવી. અંધારામાં જ હું ઊભી થઇ બારી પાસે આવી બેઠી. અરધોએક કલાક થયો હશે અને મારી આંખ ત્યાં ને ત્યાં મીચાઇ ગઈ. ”

“ ઠીક, પછી ? ”

“ કંઇ અવાજ થયો એટલે હું જાગી ગઇ અને ચોર ! ચોર ! કરી મેં ગભરાઈને બૂમ પાડી. આ બૂમથી તેઓ પણ ગભરાયા અને અંધારામાં ફાંફાં મારવા લાગ્યા. ત્યાં મારા હાથને તેમનો હાથ અડી ગયો ને પછી હું ખૂબ જ ગાભરી બની ગઈ, મને લાગ્યું–

“ લોકો બધા ભેગા થયા છતાં આશ્ચર્ય છે કે માધવરાવ સહેજ પણ ગભરાયા નહિ. ” વચ્ચે પ્રશ્ન કર્યો.

“ ઊલટું તેમણે સાચું જ કહી દીધું કે, હું ચોરી કરવા આવ્યો હતો. મને થાણે લઈ જાઓ.”

“ખરેખર, માધવરાવે મને ઉપકાર નીચે એવો દબાવી દીધો છે, નહિતર—”

“ ખરેખર, માધવરાવ શું ચોરી કરવા માટે જ આવ્યા હશે ? તેમને શાની ખોટ છે ? તેમને ત્યાં શું ઓછું છે ? ”

વિશ્વનાથરાવ વિચાર કરી કરીને ઉશ્કેરાઇ ગયા, ને કહેવા લાગ્યા:

“ તેમને કશાની જ ખોટ નથી. પણ મને લાગે છે કે કદાચ તેઓ તારી ખાતર અહીં આવ્યા હશે. ”

"મારી ખાતર? તમે શું કહો છો?" વિશ્વનાથરાવની સ્ત્રીએ ચમકીને પૂછ્યું.

તે ખીજાઇ ગઈ. અર્થશૂન્ય ડરથી બેબાકળી બનેલી તેણે હાથથી વાળ સમારતાં સમારતાં અરીસામાં જોયું, અને ફરી તેણે પૂછ્યું:

"તમે આ સાચું કહો છો?"

"નહિ તો આવી મોડી રાતે અહીં આવવાનું બીજું શું પ્રયોજન હોય?"

વિશ્વનાથરાવ દેશપાંડે અને તેની સ્ત્રી વિચારમાં ને વિચારમાં જમીન તરફ જોઈ રહ્યાં.

"ના, ના, હું નથી ધારતી કે તેઓ એટલા ખરાબ હશે."

"અરે! માણસનો કંઈ ભરોંસો છે?"

"ના, ના, તમે કંઇનું કંઇ બોલો છો."

એટલામાં માધવરાવનું ગણગણવું સંભળાયું, "રાજા તને ભાન ન કાળવેળનું!"

વિશ્વનાથરાવ દેશપાંડેની સ્ત્રી એકંદરે તો મૂખ હતી. અને આ કારણ બનતાં તેને પૂરી મૂર્ખ કહેવામાં પણ વાંધો નથી. તેનું નામ માલતી હતું. માલતીબાઇએ પોતાના પતિશ્રીને આવેલી શંકા ચાલીમાં

દરેક જણને કહી અને "ખરેખર શું એવું જ હશે?" એવો સવાલ પૂછીને તે દરેકનો મત લેવા લાગી!

એક અઠવાડિયામાં તો આનું પરિણામ એ આવ્યું કે માધવરાવની દૃષ્ટિ માલતીબાઇ ઉપર છે, અને માલતીબાઇનું મન પણ માધવરાવ તરફ આકર્ષાયું છે; એવી વાતો આખી ચાલીમાં થવા લાગી.

વાત એવી હતી કે પતિને આવેલો સંશય માલતીબાઈમાં પણ જાગ્યો હતો. પોતાના આ સંશયમાં કંઇ સત્યતા છે કે નહિ તે જોવા માટે દરેક વખતે તે માધવરાવ તરફ જોવાનો પ્રયત્ન કરતી.

એક દિવસ એવું બન્યું કે માલતીબાઇ સાંજે ચાલીના દરવાજામાં ઊભી હતી. ત્યાં માધવરાવ બહારથી આવ્યા. માલતીબાઈ બારણા પછવાડે ખસી ગયાં, અને ત્યાંથી માધવરાવને જોવા લાગ્યાં. તેમને માધવરાવની નજરમાં કશો જ ફેરફાર ન જણાયો. પોતાની શંકા ખોટી છે, એમ માલતીબાઈના ધ્યાનમાં આવતાં આનંદિત થઈ મંદ સ્મિત કરવા લાગ્યાં. તેમનો હાથ સહેજ હાલ્યો ત્યાં તો બંગડીઓનો અવાજ થયો. માધવરાવે સહેજ પછવાડે જોયું.

અને આ બધું ચાલીમાંથી કોઇક જોઇ રહ્યું હતું.

બીજા દિવસથી ચાલીમાં વાતો થવા લાગી કે માધવરાવ અને માલતીબાઈ એક બીજાના પ્રેમમાં છે. આ વાતો વિશ્વનાથરાવ દેશપાંડેને કાને પડી ગઈ અને તેમણે ડહાપણ વાપરી ઘર બદલવાનો વિચાર કર્યો.

માધવરાવની સ્ત્રી તેમની સાથે ભાગ્યે જ બોલતી. પણ પોતાના પતિના ચારિત્ર્ય બાબતની શંકાને લીધે જ વિશ્વનાથરાવ મકાન છોડીને ચાલ્યા જાય છે, એ જ્યારે તેણે સાંભળ્યું, ત્યારે ખીજાઇને તેણે માધવરાવ આગળ બધું પુરાણ કહી સંભળાવ્યું અને છેલ્લે સ્પષ્ટતાથી કહી દીધું કેઃ—

" આ પ્રકરણનો કંઇક ઉકેલ લાવો, નહિ તો હું કૂવામાં પડીશ. "

સાંજના છ વાગ્યાનો સમય હતો. માધવરાવ પત્નીનો નિર્ણય સાંભળી વિચારમાં પડ્યા. ખૂબ મોટેથી બૂમ પાડીને બોલ્યા, " રાજા તને ભાન ન કાળવેળનું ! "

માધવરાવ બેદરકારીથી આંગણામાં આવ્યા. તેમણે પોતાના એક છોકરાને આંગણામાં એક શેતરંજી પાથરવાનું કહ્યું. છોકરાએ શેતરંજી પાથરતાં જ માધવરાવે આંગણામાં ઊભા ઊભા જ ચાલીના બધા લોકોને સંભળાવવાની શરૂઆત કરી. બધા આશ્ચર્યથી બહાર નીકળી આવ્યા.

" આવો અહીં જ બધા બેસો. ક્યાં છે વિશ્વનાથરાવ ? તે જ એકલો કેમ ન આવ્યો ? "

એટલામાં વિશ્વનાથરાવ બહારથી આવી પહોંચ્યા.

" ઓ સદ્ગૃહસ્થ ! અહીં આવી બેસો. "

અને વક્તાની છટાથી માધવરાવે શરૂઆત કરી.

"ભાઇઓ અને બહેનો!" બધાએ નક્કી કર્યું કે માધવરાવનું મગજ ફરી ગયું છે.

"આજે બે વર્ષ થયાં, આ ગૃહસ્થ એક સેકન્ડ હેન્ડ ગ્રામોફોન લઈ આવ્યા છે." વિશ્વનાથરાવ તરફ આંગળી ચીંધીને માધવરાવે કહ્યું.

"તે ગ્રામોફોનની સાથે આ ગૃહસ્થને એક પણ રેકાર્ડ મળી નહિ. એટલે તમે જાણતા હશો કે તેમણે બીજે મહિને કરકસર કરી બે રેકાર્ડ જ ખરીદી. એક "શીલબાઇ ભટકી જંગલ જંગલ" અને બીજી "તારાં નયનો જખમો કરતાં રે રે સખિ!" એમ કહી માધવરાવ ગાંડાની જેમ નાચવા લાગ્યા.

પછી એકાદ મિનિટ વિશ્રાંતિ લઇ માધવરાવે આગળ ચલાવ્યું, "આ ગધેડો, એ રેકાર્ડો સાંજ સવાર વગાડયે રાખે છે. એને વખત કવખતનીયે સૂઝ નથી! રાજા તને ભાન ન કાળવેળનું!" એમ કહી માધવરાવે ફરી થોડો અભિનય કર્યો.

"કોઇને કંઈ પણ કહેવું એ મારો સ્વભાવ નથી. આજ બે વર્ષથી હું આ સહન કરું છું. ખાલી "તારાં નયનો જખમો કરતાં રે રે સખિ!" ને "શીલબાઇ ભટકી જંગલ જંગલ" રોજબરોજ સાંભળું છું. એ દિવસે તો હું એવો ખીજાયો હતો કે એ ગ્રામોફોન ઉપર પથ્થર જ ફેંકત પણ પછી વિચાર થયો કે ગ્રામોફોન જ ઉપાડીને કૂવામાં ફેંકી દઉં એટલે હું ચોર બન્યો.

ભેગા થયેલા લોકો માધવરાવનું ભાષણુ સાંભળી. ચમત્કારિક દૃષ્ટિથી તેમની તરફ જોઇ રહ્યા.

"એટલે આજે મારે વિશ્વનાથ દેશપાંડેને એક જ વાત કહેવાની છે કે તેણે ઘર છોડવાનું કંઇ કારણુ નથી. કાં તો તેણે ગ્રામોફોન વેચી નાખવું, અથવા હું ધર્માદા તરીકે પૈસા આપું છું, તેનાથી થોડીક રેકાર્ડો ખરીદી લાવવી એટલે પ્લેગ-ઈન્ફ્લ્યુએન્ઝાની જેમ તે 'શીલબાઇ ભટકી જંગલ જંગલ' ને 'તારાં નયનો જખમો કરતાં—'

હવે માધવરાવ છોકરવાદીપણુાની હદ પણુ વટાવવા લાગ્યા. હોળીના તહેવારોમાં છોકરાઓ વાંકાં મોં કરી બબડે છે તેમ બબડવા લાગ્યા; "રાજા તને ભાન ન કાળવેળનું!"

**મા**ધવરાવ ઘરમાં આવ્યા. સ્નાન કરીને તેઓ સંધ્યામાં બેઠા.

હીપ, હીપ, હુર્રરે! ની બૂમ પડે તેમ ચાલીના બધા છોકરા એક સાથે બૂમ પાડીને બોલવા લાગ્યા: "રાજા તને ભાન ન કાળવેળનું!"

વિશ્વનાથરાવ દેશપાંડેએ મકાન છોડવાનું માંડી વાળ્યું. અને એક પૂંઠા ઉપર હોલ્ડરની પૂંછડીથી લખ્યા

મજકૂર પાટિયું સૂતળી વડે નીચે રસ્તા તરફના દરવાજા પર લટકાવ્યું.—

| |
|---|
| **એક ગ્રામોફોન** |
| બે રેકર્ડો સાથે વેચવાનું છે. |
| ચાલીમાં તપાસ કરો ! |

# એક રૂપિયો બે આના

[ ૭ ]

મેં સહેજે સામું જોયું તો 'તેણી' એક ઘોડાગાડીમાં બેસીને જતી હતી. એકવાર મને થયું કે તેણીએ મને જોયો હશે પણ બીજી જ ક્ષણે મને લાગ્યું કે ન પણ જોયો હોય.

તેણીએ જો ઊંચું જોયું હોત તો વળી મારી ફજેતીનો પાર ન હતો.

ખરું જોતાં હું ત્યાં ગયો હતો તેમાં કાંઈ ભારે ગુનો નહોતો કર્યો. વળી તેણીએ મને જોયો હોત તો પણ તેણી મને શું કરી નાખવાની હતી? ગમે તેમ હોય પણ મારું મન અસ્વસ્થ થયું. તરત જ હું ત્યાંથી ઊઠયો. રૂમાલથી મોં લૂછી અને ઉતાવળે પૈસા ચૂકવી હું દુકાનમાંથી બહાર નીકળ્યો. દુકાનની બહારની ઠંડી હવાના સ્પર્શથી મને સહેજ સારું લાગ્યું. મારે તરત જ ઘેર જવું જોઈતું હતું. હું સીધો જ ઘેર જવા નીકળ્યો. આવી સ્થિતિમાં પણ હું ઘેર જવાને ઉત્સુક તો હતો જ; પણ અમુક વખત, એક બે કલાક તો ઘેર ન જ જવું એમ પણ મને થયું.

તેણીને જોઇને હું ગભરાયો............આટલું જ વાંચી વાંચકોએ 'તેણી' શબ્દ ઉપર જાતજાતનાં ભાષ્યો રચી તર્કવિતર્ક લડાવવાની જરૂર નથી. કારણ

કે જે 'તેણી'ને જોઇને હું ગભરાયો હતો તે મારી પરણેતર સ્ત્રી હતી! તો પછી તેણીને જોઇને અસ્વસ્થ થવાનું કારણ શું? અને વળી તે દુકાન પણ કેવી હતી કે જેમાં મને બેઠેલો તેણીએ ન જોવો જોઇએ? શું તે દુકાન દારૂની હતી?

હું મૂળ બારામતીનો રહીશ. ઈશ્વરની કૃપાથી મારાં માબાપ હજી જીવે છે. તેઓ ધનવાન નથી તેમ સાવ કંગાલ પણ નથી. હું તેમનો એકનો એક દીકરો. મારા પિતાની બારામતીમાં અનાજ અને કાપડની ભેગી દુકાન હતી. મારે બે ત્રણ બહેનો પણ છે તેમાંથી એકનાં લગ્ન થયાં છે અને બીજી માટે તેઓ વરની શોધમાં છે. તેના કરતાં ત્રીજી નાની છે. તે પરણવાની તૈયારી કરતી મારી બહેનની મશ્કરી કરવામાં મશગુલ રહે છે! હું ગઈ સાલ જ પરણ્યો અને પરણ્યા પછી બે જ માસની અંદર મને પૂનાની કલેક્ટર ઓફિસમાં પચાસ રૂપીઆની નોકરી મળી. મારી માનો તેમજ પિતાનો અભિપ્રાય એવો કે શરૂઆતમાં મારે પૂનામાં એકલાએ જ ઘર માંડવું. બે ત્રણ માસ હાથે રાંધીને ખાવું. તે વખત દરમ્યાન મારાં 'પત્નીએ' પિયર જઇને રહેવું અને ત્રણ માસ પછી તેણીએ પરબારા પૂના આવી મારું ઘર સંભાળવું. હું પણ આમાં ત્રણ ચતુર્થાંશ સંમત થયો. પણ મને થયું હવે પિયરમાં શું છે? પણ જવા દો! વડીલોની સામે હું શું કરી શકત? હું પૂના સિધાવ્યો અને મારાં

પત્ની પિયર ચાલ્યાં ગયાં. મને થયું કે મારી સ્ત્રીનું પિયર પૂને જ હોત તો!

પણ તેનું પિયર તો હતું એક નાનકડા ગામડામાં. સ્ત્રી પિયર ગઇ, હું પૂના આવ્યો, કામ ઉપર ચડયો, હાથે રસોઈ કરતો થયો, ઘરનો કચરો વાળવા લાગ્યો, અને બીજાં ઘરકામો કરવા લાગ્યો. તે વખતે મારી ખાતરી થઈ કે—

गृहं तु गृहिणीहीनं कांताराद्‌तिरिच्यते ।

જોતજોતામાં બે ત્રણ માસ વીતી ગયા. એક દિવસ અચાનક કાગળ આવ્યો. તે વખતે મેં સ્ટવ ઉપર ચોખા મૂકયા હતા. કાગળ જોતાં જ મને લાગ્યું કે મારા સસરાનો સૌભાગ્યવતીને મોકલી દેવાનો જ કાગળ હશે. મેં તરતજ સ્ટવ બંધ કર્યો અને સ્ત્રીને લેવા માટે સ્ટેશન ઉપર જવાની તૈયારીમાં કોટ પહેર્યો. ઓરડીને તાળું માર્યું અને બહાર નીકળ્યો. સ્ટેશન સુધીની ઘોડાગાડી ઠરાવી. ઘોડાગાડીમાં બેઠો. બુધવાર ચોક સુધી આવ્યો અને કાગળ સાંભર્યો. કાગળ ખોલીને વાંચ્યો. તેમાં નીચે મુજબનો અહેવાલ હતો:–

"ચિરંજીવી નારાયણ જોગ,

"અનેક આશીર્વાદ. ચિ. સૌ. વજ્રચુડે મંડિત લક્ષ્મીને ખરું જોતાં નક્કી કર્યા મુજબ ગઈકાલે રાતની ગાડીમાં ત્યાં આવવા માટે મોકલવી જોઇતી હતી; પણ છેલ્લી ઘડીએ કંઈક અડચણ નીકળવાથી હજી પાંચ છ

દિવસ તેને મોકલી શકાય તેમ નથી. ચિ. સૌ. લક્ષ્મીને ટ્રેનમાં બેસાડશું તે અગાઉ તમને કાગળ મોકલશું જ. તમારા પિતાશ્રીનો કાગળ બે દિવસ ઉપર હતો. ત્યાં બધા કુશળ છે. તબિયત સાચવશો. એ જ.

લી.

——સહી ”

કાગળ વાંચ્યા પછી હું ભાનમાં આવ્યો ! હું ઘરમાંથી શા માટે નીકળ્યો તે જ મને સમજાતું નહિ. ઘોડાગાડીવાળા સાથે ચાર આના ઠરાવ્યા હતા. સારે નસીબે આવવા જવાની નહોતી ઠરાવી. બુધવારમાં જ ચાર આના ચૂકવી હું ગાડીમાંથી ઊતર્યો અને સીધો ઘેર આવ્યો.

તે વાતને આજે સાત દિવસ થયા. મને હાથે રાંધીને ખાવાનો ખરેખરો કંટાળો આવ્યો હતો એટલે ઓફીસે ન જવા માટે માંદો થવાનો નિશ્ચય કર્યો. ઑફીસમાં સીક-નોટ મોકલી આપી અને ઘેર જ રહેવાનું નક્કી કર્યું. જમવાનું તો સસરાને ત્યાં—એટલે કે વીશીવાળાને ત્યાં જ નક્કી કર્યું ! ઑફીસમાં જવાનું ન હતું, એટલે વહેલા જમવાની ઉતાવળ નહોતી. મનમાં વિચાર્યું કે એક કપ ચાને માટે પ્રાયમસ સળગાવવો, આધણુ મૂકવું, ચા-સાકરના ડબા શોધી કાઢવા અને—આટલી બધી મહેનત પછી એક કપ ચા પીવી ! એના કરતાં હૉટલમાં જ જઇને ચા પીઉં તો શું ખોટું ?

એટલે હું સીધો જ એક હૉટલમાં ગયો. ચા મંગા-

વવા જતો હતો ત્યાં વિચાર આવ્યો. વીશીમાં પણ શા માટે જવું ? અહીંજ બે ચાર વાનીઓ મંગાવીને ખાવી અને આજનો દહાડો પતાવવો. આ વિચાર નક્કી થતાં જ—જો કે હોટેલમાં ચા વગર કશું ખાવાની મને ટેવ નહતી–મેં તે દિવસે 'ભેળ' મંગાવ્યો અને પાંઉ પણ મંગાવ્યો. પાંઉના વચલા ભાગનો એક નરમ કટકો તોડી લઈ તેને 'ભેળ'માં બોળી હું મોઢામાં મૂકવા જતો હતો, ત્યાં મને ઘોડાગાડીમાં પસાર થતી મારી 'તેણી'નાં દર્શન થયાં; આથી મારી શી દશા થઈ તેનું વર્ણન શરૂઆતમાં આપ્યું જ છે. મેં પાંઉ અને ભેળ એમ ને એમ મૂકી ચા પણ પીધો નહિ અને પૈસા ચૂકવી આપી હોટેલમાંથી બહાર નીકળ્યો.

ગયા અઠવાડિયામાં ઘોડાગાડીના ચાર આના આમ જ નકામા ખર્ચ્યા હતા. અને આજે પણ સંકોચ લાગવાથી પાંઉ-ભેળને ખાલી સ્પર્શ કરીને જ મારે તેના પૈસા ભરવા પડયા.

આમ જોઈએ તો વર્ણવેલા પ્રસંગમાં કશું જ ન હતું અને નથી; છતાં મારી અને તેણીની નજર અરસપરસ સ્વતંત્ર રીતે પહેલીવારની મળી ને તે આવા સંજોગોમાં !

હું ઝપાટાબંધ ઊપડયો અને ઘેર પહોંચ્યો. કારણ કે મારા ઘરને તાળું હતું અને ચાવી મારી પાસે હતી. "ઘોડાગાડી તો ક્યારની ઘેર પહોંચી હશે. તેણી

ક્યાં ઊતરી હશે ? ગાડીવાળાના પૈસા ચૂકવ્યા હશે કે નહિ ?" વગેરે વિચાર મારા મનમાં આવ્યા અને ગાડીને રસ્તામાં જ રોકવાનું મને કેમ ન સૂઝયું એ મને ન સમજાયું.

હું મારા ઘરની પાસે આવ્યો, ઘરની સામે ગાડી ઊભી ન હતી. મને થતું ગાડીવાળાને ઘર જ નહિ જડતું હોય—અથવા ગાડી નીકળી ગઇ હોય ! હું ઊતાવળે ચાલીને ઓરડી સુધી પહોંચ્યો, અને અમારા પાડોશીની સ્ત્રી મારી 'તેણી'ની પૂછપરછ કરતી હતી એમ મેં જોયું. તે બહેને 'તેણી'ને અંદર બોલાવી. 'તેણી'ની પેટી વગેરે બહાર જ પડી હતી. મેં તરત જ તાળું ખોલ્યું, બારીઓ ઊઘાડી નાખી, કોટ ઊતારીને મૂક્યો.

પાંચ મિનિટ થઇ !

સાત મિનિટ થઇ !

દસ મિનિટ થઇ !

અર્ધો કલાક થવા આવ્યો !

ઘડિયાળ તો જરૂર ચાલતી જ હતી. મિનિટ પછી મિનિટ પસાર થતી જ હતી. મેં મનમાં કહ્યું.

" ઘડીઓ ગઇ, પળોય ગઇ,
ડંકો વાગે ધણુધણુધણુ;
જિંદગીના નાશ સુધી પણુ
શું નહિ કરશો રામભજન ?"

હિંદુ ધર્મ ! બસ આજ વખતે મને હિંદુધમ ઉપર રીસ ચઢી. જે અર્ધાંગી કહેવાય, જે સહધર્મચારિણી કહેવાય, તેનું નામ લેતાં, તેના નામથી તેને બોલાવતાં શરમાવું ? મનમાં ને મનમાં મેં ઠરાવ્યું, "બસ, કાંઈ નહિ—હવે એ શરમ મૂકી જ દેવાની !"

પણ હિમ્મત ચાલે નહિ. કશું ન સૂઝયું તેથી એલાર્મ હાથમાં લીધું. તેને ચાવી તો દીધી જ હતી પણ એલાર્મની ચાવી માત્ર આપી ન હતી. તે ચાવી હું આપવા લાગ્યો; ત્યાં—કર્ર્ર્ર–ધણ ! કર્ર્ર્ર–ધણ ! કર્ર્ર્ર ધણ ! અલાર્મ વાગવા લાગ્યું. આ વળી શું ? એમ વિચારી મેં એલાર્મ બંધ કરી ઘડિયાળ ઠેકાણે મૂકી અને આળસ મરડી આમ તેમ જોવા લાગ્યો. ત્યાં એક પગ ઉંબર ઉપર અને એક પગ નીચે એવી શૈલીમાં હાથમાં એક નાનકડું પોટકું ઝાલીને ઊભેલી પ્રસન્નમુદ્રાવાળી મારી ગૃહલક્ષ્મીનાં મને દર્શન થયાં !

યમપુરીના ખેલમાં જેમ યંત્રની પૂતળી આમ તેમ દોડે છે, તેવી જ અમારી સ્થિતિ હતી. મારી નજર તો તે ઊભી હતી તે જગા ઉપર સ્થિર જ થઇ ગઇ; અને 'તેણી' ઝપાટાબંધ રસોઇના ઓરડામાં ચાલી ગઇ !

તેની પછવાડે જ પાંચ છ વર્ષની એક છોકરી હસતી ડોલતી નીકળી ગઇ. આ છોકરી તેની નાની બહેન હતી. પોતાનો નવરાશનો સમય વીતાવવાના

સાધન તરીકે તેને તે સાથે લાવી હતી; એમ મેં પાછળથી જાણ્યું.

નવલકથા કે નાટકમાં નાયક–નાયિકાની પ્રેમભરી નજર પહેલીવાર ભેગી થાય એટલે પરિણામ બન્ને જણને આખી જિંદગીના એક બીજાના સહચર થવામાં જ આવે છે. અલબત્ત, વાર્તાના અંત સુધી અનેક જાતના ઉત્પાત અને વિરહના કરુણ પ્રસંગો વગેરે રસોના વાર્તાના કથાનકમાં ઉમેરાય તે તો માની જ લેવાનું! પણ અમારી બાબતમાં આખી જિંદગીનો સંગાથ જો કે નક્કી થયો હતો; તો પણ આખી જિંદગીના અમે બે સાથીઓ હજી સુધી જોઈએ તેવું દિલસફાઈભર્યું ઓળખાણ ન થવાથી, એક બીજાના અપરિચિત જ હતા.

લગભગ અર્ધો કલાક એવી રીતે પસાર થયો પણ તે કેવી રીતે પસાર થયો તે અમે જ ન જાણી શક્યા! મંત્રમુગ્ધ જેવાં અમારાં શરીરો પોતપોતાનાં અવયવોનો ભાર ગમે તેમ સાચવી લઈ કંઈક કરતાં હતાં. હું હમણાં જ ઊતારી મૂકેલા કોટ અને ટોપી તરફ જોતો હતો અને 'તેણી' સાથે આણેલાં સામાનના પોટલા તરફ જ જોતી જોતી કંઈક કરતી હતી. પેલી નાની છોકરી માત્ર હું સાંભળી ન શકું એવા હેતુથી પણ હળવે બોલવાને બદલે મારી તરફ પીઠ કરીને પોતાની બહેનને પૂછવા લાગી. "બહેન, આ કોણ છે?

તેની બહેને તેને કશો પણ જવાબ આપ્યો નહિ, ત્યારે પેલી નાની છોકરીએ તેનું લુગડું ઝાલી તેને

રોકી રાખી ફરી કહ્યું," બ્હેન, કહેને મને !"

હું કુતૂહલને લીધે જવાબ સાંભળવા ખાતર અંદર રસોડામાં ગયો. એક પાટલો મારી આગળ મૂકવામાં આવ્યો. હું તેના ઉપર બેસવાને બદલે ઊભો જ રહ્યો અને હસતે મોંએ " ઈંટો પર ઊભો કટી પરે હાથ " ની શ્રી વિઠ્ઠલની પોઝને બદલે " પાટલે તે ઊભો કેડે બંને હાથ" ની પોઝ લઈ તે બંને ચિત્રો તરફ જોઈ રહ્યો!

પેલી છોકરીએ ફરી એજ પ્રશ્ન પૂછયો અને પહેલાંની જેમ હજુ પણ તે પ્રશ્ન નિરુત્તર જ રહ્યો. તે મધુર પ્રશ્નનો જવાબ અમે બન્ને બરાબર જાણતાં હતાં; પણ અમારી જ માતૃભાષામાં તેનો અનુવાદ કરીને છોકરીને તે કેવી રીતે કહેવો એ મહાન પ્રશ્ન તેની આગળ આવ્યો હતો! 'તેણી'એ પોતાનો એક હાથ પોતાના વાળ ઉપર ફેરવી, બીજે હાથે પોતાના લુગડાનો છેડો લપેટી લઇ તે પ્રશ્નનો જવાબ આપ્યો, " ખસી જા અહીંથી." આ જવાબ આપતાં તેની નજર જમીન તરફ હતી. આંખોના દૂરબીનમાંથી અંતઃકરણનો પ્રકાશ તે વખતે બહાર પડતો હતો, અને તે વખતની તેની વૃત્તિ ફુવારા જેવી લાગતી હતી. અને તેથી જ એકી સાથે તેની નજર જમીન ઉપર હતી, પેલી છોકરી ઉપર હતી અને આખા ઘર ઉપર પણ હતી જ. આ બધી જગાએ નજર હોવા છતાં તે તેના પોતાના હૃદયમાં પણ હતી જ! મારી સ્થિતિ પણ એવી જ હતી. બે અરીસામાંથી પ્રતિબિંબિત થયેલાં સૂર્યકિરણો એક બીજા

ઉપર પડે અને વચમાં તે એકત્રિત થએલાં કિરણો કોઈ માણસની આંખો ઉપર પડે, ત્યારે તે માણસ જેમ મૂંઝાઈ જાય છે, તેવી જ પેલી છોકરીની સ્થિતિ થઇ હતી !

મારા જીવનમાં એક સમય એવો હતો કે જ્યારે મને એમ લાગતું કે "હે ભગવાન, મારી જિંદગીનું નાટક થવાનું હોય તો ભલે થાય, પણ એવો એક સીન મારા નાટકમાં આવવા દેજે કે જેમાં અમે નાયક નાયિકા એક બીજાના ગળામાં લપેટાઇ જઈ પ્રેમવિહ્વલ હૃદયથી અરસપરસ 'પ્રાણનાથ' 'પ્રાણપ્રિયે' ના સંબોધનથી એક બીજાને પોકારીએ." પણ આ ક્ષણે મને જુદો જ અનુભવ થયો. 'પ્રાણનાથ' અને 'પ્રાણપ્રિયે' આ બન્ને સંબોધનો જો કે અમે વાપર્યાં ન હતાં, તો પણ તેના જેટલો જ આનંદ પેલી છોકરીના "બ્હેન આ કોણ છે?" એ સાદા પ્રશ્નમાંથી અમે અનુભવ્યો હતો—અનુભવતાં હતાં. પ્રેમની એવી 'ડાયરેક્ટ મેથડ' કરતાં પ્રેમની આ 'ઇનડાયરેક્ટ મેથડ' મને ખૂબ જ વધુ ગમી! પેલી છોકરી ખરેખર જ મૂંઝાયા જેવી લાગતી હતી!

વાત એ હતી કે પેલી છોકરીનું નામ હું જાણતો નહોતો! હવે તેને પૂછવા જાઉં, તો તેને બોલાવવી કયા સંબોધનથી એ સવાલ આવ્યો. 'અલી' કરીને બોલાવું તો તૂંકારો કર્યાનો દોષ માથે આવી પડત. 'તમે' કહીને બોલાવવા જાઉં તો તેમ કરવાની મનની તૈયારી જ નહોતી! છેવટે મેં પેલી છોકરીને સવાલ

પૂછ્યો, "બેટા, તારું નામ શું ? તારે કાંઈ ખાવાનું જોઇએ ?"

પેલી છોકરીએ એકવાર મારી તરફ ફરીને જોયું અને ફરી તેણે પોતાની પીઠ મારી તરફ ફેરવી. મારી 'તેણી'એ ફક્ત પેલી છોકરી જ સાંભળે એવે ધીમે સ્વરે અને અચકાતાં અચકાતાં તેને કહ્યું, "કહેને તારું નામ!"

પેલી છોકરી તો કાયદાબાજ હતી. બહેનનાં લુગડાં પકડી રાખીને જ તેણે કહ્યું, "પહેલાં મને કહે, આ કોણ છે તે!"

એટલામાં બહાર કોક આવ્યું હોય એમ લાગ્યું. હું બહારના ઓરડામાં આવ્યો. પાડોશીની એક બાઈ આવીને કંઇક પૂછીને ચાલી ગઈ. તે પાડોશણ જતાં જ પેલી છોકરીની જિજ્ઞાસા ફરી સચેત થઈ, અને તેણે તેને ફરી ફરીને તે જ સવાલ પૂછી પજવવાની શરૂઆત કરી. હવે મારું ધ્યાન તેના સવાલો તરફ નહોતું, પણ લગભગ પાંચ સાત મિનિટ પછી 'તેણી'એ ખીજાઈને જવાબ આપ્યો, તે માત્ર મેં બરાબર સાંભળ્યો. તે જવાબ એવો હતો—

"અલી કોઇ નથી; તે તો એ........!"

દુનિયાની શરૂઆત ક્યારે થઇ હશે ? ભાષા કેમ નીકળી ? ભાષામાંનો પહેલો અક્ષર કેવી રીતે જન્મ્યો ?

વગેરે પ્રશ્નો જેમ મનને મૂંઝવી નાખે છે તેમ—આ દાખલાઓ અતિશયોક્તિભર્યા છે; એમ કબૂલ કરવા છતાં મારી પત્નીની સાથે બોલતાં પહેલો શબ્દ કયો ઉચ્ચાર્યો અને જવાબમાં તેણે પહેલો કયો શબ્દ વાપર્યો તેનું મને કાંઇ સ્મરણ નથી! અમે અરસપરસ ખુલ્લા દિલથી બોલતાં થયાં ત્યાં સુધી એવી કાંઇ મીઠી મોહિનીથી અમે ઘેરાયાં હતાં, કે અમે શું કરીએ છીએ તેનું અમને જ ભાન ન હતું. આવા સાત્ત્વિક ઘેનમાં અમે હતાં. મનને ખૂબ ખેંચતાં એટલું જ યાદ આવે છે કે, પહેલાં ફક્ત નજર નજરનું મળવું, પછી અરસપરસ નજર ચૂકવી હસવું, પછી ફક્ત કરપલ્લવી, નેત્ર પલ્લવી, પછી હોંકારો અને સાવ છેલ્લે બોલવાની શરૂઆત.

તે જ દિવસે સાંજ સુધીમાં અમે ખુલ્લા દિલથી ભણતાં થયાં! હું ભણેલો હતો એ કહેવું મૂર્ખાઇભર્યું થશે પણ મારાં સૌભાગ્યવતી ભણેલાં હતાં એ અહીં ખાસ કહી દઉં છું. આ વાત ખાસ કહેવાનું કારણ એટલું જ કે મારાં પત્ની ત્યાં સુધી ભણેલાં હતાં કે જ્યાં સુધી ભણવાથી સાધારણ રીતે દરેક માણસને પોતે સુશિક્ષિત છે એમ બતાવવા માટે જેમ ફાવે તેમ વિનોદના ટુચકાઓ બોલવાની ટેવ પડી જાય છે.

તે જ દિવસે સાંજે હું જમવા બેઠો હતો. બપોરે કોઇ મિત્રને ત્યાં મેં સહેજ નાસ્તો લીધો હતો. મારી પત્ની મને પીરસતી હતી. પહેલીવારનો

ભાત મેં ખાધો અને વળી ભાત જ માગ્યો. તેણી પિયરથી કંઈક ખાવાનું લાવી હતી. તે પીરસવાની તેણે તૈયારી બતાવી ત્યારે ડોક હલાવી ના પાડી. મેં કહ્યું: "મને આજે ભૂખ નથી."

ખાવાનું નીચે મૂકતાં તેણીએ પૂછ્યું: "કેમ ?"

"બપોરના સહેજ ખાધું છે."

"ક્યાં ?"

"મિત્રોને ઘેર."

"ઓહો, ઘણા મોટા લોકો સાથે તમારે ઓળખાણ છે."

"એટલે ?"

"એટલે એમ કે નાસ્તો કરવા બાંકડા ઉપર બેઠા હતા ત્યારે તો તે દુકાનની સામે–નહિ ઘરની સામે થઈને મારી ઘોડાગાડી પસાર થઈ હતી."

એમ કહેતાં કહેતાં તેણીએ મને ભાત પીરસ્યો. મેં તેના મોં તરફ ડરીને જોયું અને બોલવાનું ટાળવા માટે પાણી પીવાની શરૂઆત કરી. મેં મનમાં ને મનમાં વિચાર્યું, "ઓત્તારીની ! અંતે તેણીએ મને હોટલમાં ભેળ પાંઉની રકાબી સાથે જોયો'તો !"

સુખના આનંદનો વખત જેટલી ઝડપથી

નીકળી જાય છે તેટલી જ ઝડપથી અમારો એક મહિનો નીકળી ગયો. સવારનો વખત હતો. હું ખુરસી ઉપર બેઠો હતો. તેણી પાસે જ ટેબલને અઢેલીને ઊભી હતી. ઘરમાં અમે બે જ હતાં. ઘરનું કામ તે વળી કેટલુંક હોય ? ઉપરાંત આભડછેટનો પ્રશ્ન મુદ્દલે નહોતો. એટલે અમને વાતો કરવાનો ઘણો વખત મળતો.

આજે પણ અમે એવી જ રીતે વાતો કરતા હતા. ભણેલા માણસ આગળ હમેશાં એક જ પ્રશ્ન હોય અને તે 'સુધારા'નો. તે વખતે જાણે અમે સ્વર્ગમાં હતાં, અને સ્વર્ગની અમારી એ અમીરીમાંથી અમે જાણે મૃત્યુલોકની કુલ પરિસ્થિતિના ન્યાયાન્યાયની— કઈ ચીજમાં કઇ જાતનો સુધારો થવાની જરૂર છે વગેરે બાબતની વાતો કરતાં હતાં. અમે સ્વર્ગનાં રહીશ, એટલે અમારામાં કંઇ પણ દોષ હોઇ શકે એવી કલ્પના પણ અમને નહોતી અડી. એટલે અમે અમારું હુંપણું ભૂલી જઇ એકંદરે મૃત્યુલોકના દોષો તરફ ત્રાંસી નજરે જોતા અને તેને માટે મલમ-પટ્ટીની શોધમાં રહેતાં.

સવાલ હતો લોકોની હાડમારીનો. મેં કહ્યું: "હમણાં હમણાં બધા જ લોકોની, તેમાં વળી મધ્યમ વર્ગની પરિસ્થિતિ ઘણી જ કઢંગી છે. તે કેવી રીતે સુધારી શકાય ?"

તેણીએ કહ્યું, "હાડમારી છે એ કબૂલ. પણ તેમાં ઘણે અંશે એ વર્ગના લોકો જ જવાબદાર હોય છે.

જો એ નકામા ખર્ચા કાઢી નાખે તો છે એ સ્થિતિમાં સુખેથી રહી શકે.”

તેણીએ તાજી જ અંબોડા ઉપર ગોઠવેલી ગુલ-છડીની વેણી હાથમાં લઇ તેના તરફ જોતાં જોતાં કહ્યું:

“તે તારૂં કહેવું બરાબર છે. પણ આ લોકો એવા તો બેવકૂફ હોય છે કે ન કહી શકાય એવા વ્યસનોના ભોગ બને છે! અંતિમ સુખનો માર્ગ જાણવા છતાં ન જાણ્યા જેવો ઉડાઉ વ્યવહાર એ લોકો રાખે છે, તેથી તો એમ જ ચાલવાનું.”

ઓફીસેથી પાછા આવતાં ખરીદેલી હની ડયુ સીગારેટની બાકસમાંની છેલ્લી સીગારેટને બાઝેલી રાખ ખુરશીના હાથા ઉપર ખંખેરીને મેં કહ્યું, “અંતે આ સમાજ આવી જ રીતે રસાતળ ભેગો થશે કે શું એ જ એક ચિંતા વિચારશીલ માણસને રહે છે.” સમાજ રસાતળ પહોંચશે કે નહિ તે તો હું જાણતો ન હતો; પણ મારા હાથમાંની સીગારેટનું તળીયું આવ્યું હતું, એટલું જ નહિ પણ ઘણી જ ટૂંકી થવાથી તે મારી આંગળીને ડામ દેવાનો પણ પ્રયત્ન કરવા લાગી! મેં બેઠાં બેઠાં જ સીગારેટનું ઠુંઠું બહાર ફેંક્યું—

જાણે ‘બરાબર ‘કેચ’ પકડયો હોય તેમ તે ઠુંઠું બહારની કોઇ વ્યક્તિએ ઝીલી લીધું અને તેને નીચે નાખી તે વ્યક્તિ ચાલવા લાગી. તે પોસ્ટમેન હતો. મારા નામનો એક કાગળ નાખી ચાલતો થયો.

મેં કહ્યું, "એક્સ્કયૂઝ, હું" પોસ્ટમેનને એ શબ્દ સંભળાયા કે નહિ કોણ જાણે! કારણ કે મારો શબ્દ-સંગ્રહ મોંમાંથી બહાર નીકળી હવામાં વિલીન થતો હતો, ત્યાં જ તેણે પાડોશમાં કોઇકનું નામ લઇ, તેનો કાગળ આપી મકાનમાંથી પણ બહાર નીકળી ગયો.

તેણીએ પૂછ્યું: "કોનો કાગળ છે?"

મેં મશ્કરીમાં કહ્યું: "છે તારા સસરાનો."

તેણીએ હસતાં હસતાં કહ્યું: "સાસરિયાની પીડા હોય તો સાસુ–સસરાનો ડર. નહિ તો માબાપ જેવાં જ તો!"

મેં કહ્યું: "અહીં એકલા રહેવાનું મળે છે તેથી આ બધી મજા ચાલે છે! હું હવે એકાદ માસ પછી તને ઘેર જ મોકલવાનો છું, અને છ માસ લગી પાછો નથી લાવવાનો. હું હાથે રાંધીને ખાઇશ."

તેણીએ કહ્યું: "એવો ડર બતાવવાની કાંઈ જરૂર નથી. તમે જ બધું સાચવો એટલે પત્યું. હું આવી તે પહેલાં ચાર દહાડા હાથે રાંધવાનો પ્રસંગ આવ્યો, તેટલામાં તો કોઈ હાલીમવાલીની જેમ હોટલ–ધર્મ-શાળામાં ખાવા લાગ્યા હતા અને હવે આટલા દિવસ હું અહીં રહી; ત્યાર પછી ચાલી જઉં એટલે મારી ગેરહાજરીમાં ન ગમવાથી કોઈ બૈરીની સગવડ શોધ-વામાં નહિ ઊતરો એટલે જ આમ ધાર્યું હશે! મારું શું? બૈરાં એટલે બૈરાં જ, ભલે હું સાસરે રહીશ."

આ તેનું ભાષણ સાંભળતાં સાંભળતાં જ મેં કાગળ ખોલ્યો. તે મારા પિતાનો જ હતો. કાગળ બધો ખાનગી સ્વરૂપનો હતો. વાંચકોને કહી શકાય એવી ફક્ત નીચેની જ લીટીઓ ગણાય.

"અનેક આશીર્વાદ સાથે લખવાનું કે–તમે ત્યાં એકલા રહો છો, આપ ભણેલા છો; ડાહ્યા છો, સમજદાર છો. તો પણ પિતા તરીકે તમે મારી આગળ હજી નાના છો; માટે જ તમને લખું છું. તમારા તરફથી કોઈ પૈસા આવે અને તેનો ઉપયોગ મારા ઘરસંસાર માટે કરું એવી આશા રાખવા જેવી મારી સ્થિતિ નથી. એ માટે પ્રભુની કૃપા છે. પણ તમારો ખર્ચ બાદ કરતાં જે રકમ બાકી રહે તે તમારે અહીં મોકલી આપવી અથવા એમ નહિ તો તમારે ત્યાં જ બેંકમાં ખાતું ખોલાવી મહિને મહિને જે રકમ વધે તે તમારે ખાતે મૂકી દેવી. મહિને કાંઇ ને કાંઇ સિલિક તો પડવી જ જોઇએ. આમ થશે તો પ્રસંગે તમારી એ રકમ તમને જ કામ આવશે. અંતે કહેવાનું એટલું જ કે એક પાઈ પણ ભલે સિલિક ન રહે; પણ ધીરે ધીરે મનને નફ્ફટ બનાવતી ઉધાર માલ લાવવાની ટેવ પડવા ન દેશો. સંસારમાં કામ આવે એવી કોઈ પણ ચીજ ઉધાર લાવવી નહિ. તમે ભણેલા છો, તમને સોગનનું મહત્ત્વ નહિ જ જણાય. પણ આમ ન કરવા માટે તમને મારા તેમ જ તમારી માતુશ્રીના "સમ" છે. ચિ. સૌ. વહુને અમારા

આશીષ કહેશો. એ જ."

આ કાગળ તેણે પણ વાંચ્યો. મને એ કાગળનું એટલું બધું મહત્ત્વ ન જણાયું. જે વ્યસનને આધીન હું નથી તે વ્યસનમાં ન ફસાવવાનું કોઇ લખે તેવું એ લખાણ મને લાગ્યું. મેં કાગળ મૂકી દીધો.

ઘડિયાળમાં સાડાનવ થયા હતા. મેં મશ્કરીમાં હસતાં હસતાં કહ્યું: "અમને તો કાંઈ ચાર દિવસની હકની રજાયે નથી હોતી, સાંભળ્યું? મારે આજે ઓફીસમાં જવાનું છે." ક્રિકેટમેચમાં બોલરે ફેંકેલો બોલ કદાચ પ્લેયર તરફથી ખાલી જાય; પણ મારાં પત્નીએ મારા બોલને બોલની જેમ બેટ ન કર્યો હોય એવું આજસુધી કદીજ બન્યું ન હતું! તો પછી આજ વખતે તેવું કેમ બને?

તેણે જવાબ આપ્યો; "જાતિવિષયક મહેણાં મારવાની તમને ઘણી જ ખરાબ ટેવ છે. ચાર દિવસની રજાની તમને શું અદેખાઈ આવે છે?"

હું આ વખતે ખરેખર જ નાટકી બન્યો હતો. તે રસોડામાં તરત જ ચાલી ગઈ હતી એટલું સારું થયું, નહિ તો કોઇ નાયકની જેમ તેના કપોલ ઉપર પ્રેમની છાપ મેં મારી હોત.

આજે એકત્રીસમી તારીખ હતી. ચાલુ મહિનાના આયુષ્યનો એ છેલ્લો દિવસ! છેલ્લા પ્રાણ

જતી વખતે માણસને જેમ ઘર–ઘર શરૂ થાય છે, તેમ જવા ઉપડેલા મહિનાને પણ ઘર–ઘર શરૂ થઈ હતી, અને તેથી જ મારા ગજવામાં પૈસા તદ્દન ખલાસ થયા હતા. ત્રણ પાઈ એટલે એક પૈસો, પણ તે ય મારા ગજવામાં ન હતો! ખીસું તે દૃષ્ટિએ તદ્દન નિષ્પ્રાણ બન્યું હતું! પૈસાનો શ્વાસોચ્છ્વાસ તેમાં મુદ્દલે નહોતો. તેમાં વળી સવારનો વખત. અમે ગઈ વાતની જ ચર્ચા કરતા હતા. તેની સાથે આવેલી તેની નાની બહેન મેં પીને ખાલી કરેલી સીગારેટની પાંચ છ પેટીઓ એક બીજામાં પરોવી એક બાજુએ આગગાડીની રમત રમતી હતી.

તે દિવસે એ વિષય કેમ ઊપડ્યો અને કેવી રીતે પૂરો થયો તે મને બરાબર યાદ નથી; પણ સાડા આઠને આશરે તે રસોડામાં ગઈ અને ગભરાતી ગભરાતી પાછી આવી. મેં કહ્યું: "શું છે, તે?"

"હું તમને કહેતાં ભૂલી ગઈ. આજે ઘરમાં લાકડાં નથી."

મારા ખીસાની સ્થિતિ હું જાણતો હતો. "છટ્! આજે ગજવામાં પૈસા પણ નથી. આજે પ્રાયમસ ઉપર જ રાંધી લો."

ડોક મરડીને તેણે કહ્યું: "વળી પ્રાયમસમાં ય ઘાસલેટ ક્યાં છે?"

"તો બત્તીમાંથી નાખજો. સાંજે બત્તીનું જોઈ

લઈશું. દોલશેડમાં મીણબત્તી છે. બીજી સગવડ નહિ થાય તો તે સળગાવશું."

"આવું તે શું બોલતા હશો. બત્તીમાં તે કેટલું ઘાસલેટ હોય? તેમાં તે રસોઈ થવાની હતી?"

"તો હવે શું કરશો?"

"તેમાં મને શું પૂછો છો? આવી બાબતો વિચારવાનું કામ બૈરાંનું નથી. તમે જ હરવખત કહો છો, કે તમે બૈરાં ફક્ત ચૂલા સાચવી જાણો. હવે ચૂલામાં શું નાખવું તે લાવી આપો! મારે તો એમે ય આજે પ્રદોષ છે. આજથી પ્રદોષના ઉપવાસ પાળવાની શરૂઆત કરું છું."

મેં ખીજાઈને કહ્યું: "ઓત્તારીની! ચૂલામાં લાકડાં નથી તે નથી; અને તું ય મને આમ મેણાં મારીને મારું શરીર શા સારું સળગાવે છે?"

બોલવા ચાલવામાં ખૂબ દમ રાખવો; પણ પ્રત્યક્ષ પ્રસંગ આવી પડે એટલે મૂળ સ્વભાવ દેખાઈ આવે એવી અમારી સ્થિતિ હતી. અમે બન્નેય હવે બરાબર લડી પડયાં.

તે વખતે કોણે શું કહ્યું, તે અને હું કેવી રીતે ઊભાં હતાં, શું કરતાં હતાં, અમારા મોં ઉપર શા શા ફેરફાર થતા હતા—આ બધું વિગતવાર ન કહેતાં ફક્ત પ્રશ્નોત્તરો જ નીચે આપું છું. વાંચકોને એકવાર કહી દઉં છું કે:

આ પ્રશ્નોત્તરો અમારા ધણીધણિયાણીના એકદમ ખાનગી સ્વરૂપના હોઇ ખાસ ખાનગી ઓરડામાં થયા હતા. અમે જે ઓરડામાં બેઠા હતા તે ઓરડાને દીવાલો છે અને દરેક દીવાલને કાન હોય જ છે. તે દીવાલના કાનોનું ભૂંગળું બનાવી અમારી 'પ્રશ્નોત્તર વચનાવલી' સાંભળો, તેનું મનન કરો, પઠન કરો અને અનુકરણ કરો! સ્ત્રીની દાક્ષિણ્યવૃત્તિને અનુસરીને હું સ્તબ્ધ રહ્યો, તેથી પહેલું વાક્ય મારાં ધર્મપત્નીનું જ છે.

"હાં, હવે શું કરવાનું?"

"શાનું?"

"લાકડાંનું."

"લાકડાંનું આજે કશું નથી થવાનું. આજે ઉપવાસ કરજો!"

"કશું ખાવાનું નથી મળતું તેથી કે ભગવાનને નામે?"

"મને ખીજવીશ નહિ. મારી પાસે આજે પૈસા નથી."

"તો શું હું કમાવા જાઉં? અને ભૂખી શા માટે રહું? અને હું રહીશ એમ માનીએ, તોપણ તમારે શા માટે ભૂખ્યા રહેવું?"

"મારું હું ફોડી લઇશ. તું હવે છાની મર."

"કોઈની પાસેથી એકાદ રૂપિયો નહિ મળે?"

"પિતાએ સોગન આપ્યા છે. ઉધાર કે ઉછીનું રાખવું નહિ. મરી જવાય તો પણ વાંધો નહિ, પણ કોઇને ત્યાં ઉછીનું લેવા નહિ જાઉં."

"તમે સીધા ચાલ્યા હોત તો ઉછીનાનો પ્રસંગ જ આવત નહિ! તમારું જીવન જ ઊડાઉ છે."

"મેં એવું શું કર્યું છે?"

"વળી પૂછો છો મેં શું કર્યું?"

"મેં શુ કર્યું તે તને કહેતાં શું થાય છે? આમ મને હલકો શાને પાડે છે?"

"બોલીશ તો માથામાં રાઇ લાગશે."

"એવું મેં શું કર્યું છે તે? તારું બોલવું સાંભળવા લાગ્યો એટલે તું તો બહુ જ—"

"હાસ્તો, પોતે પૈસા ઊડાડીને મારે મોંએ વળી ઠૂચા શાના દો છો? જુઓ, સામે જુઓ. પેલી છોકરી ગાડી ગાડી રમે છે તે."

છોકરીએ આ સાંભળ્યું અને તે અટકી. એટલામાં તેના બાલ-માનસને આકર્ષે એવી કોઇ ચીજ બહાર દેખાઇ. તે તાળી વગાડતી બહાર દોડી.

સૂર્યના કુમળાં કિરણોએ મારા ઓરડામાં પ્રવેશ કર્યો. મારા મનમાં કંઇ વિચિત્ર જાતના વિચારો ચાલતા હતા. મારી સ્ત્રીનું બોલવું મારાથી નહોતું ખમાતું. કેટલાક વિચિત્ર વિચારો મારા મનમાં તોફાન

મચાવી રહ્યા હતા. પત્નીને આમ મર્મભેદક બોલતી સાંભળીને મને ખીજ ચઢી. હું પુરુષ અને મારી ભૂલ પત્ની બતાવે ? વિચારોની સફાઈ કરવા માટે હું મનમાં ગણગણવા લાગ્યો.

"કાદવ ચોપડી ઘડો માંજ્યો !
વધુ વધુ તે ચળકી રહ્યો,
માનભંગ તે માનપ્રાપ્તિ !
પછી શાને ધૂમાધૂમ !"

"તો શું તમે કેવું ઊડાઊપણું ચલાવ્યું તે કહું ? પેલી જુઓ, એ છોકરી ખાલી સીગરેટની પેટીઓ લઈને રમે છે તે. જુઓ એટલે તમને સમજાશે કે તમે ક્યાં ઊડાઊપણું ચલાવ્યું ! કચરામાં કેટલી પેટીઓ ફેંકી દીધી તેનો હિસાબ પણ નથી. પણ છોકરીએ સાચવી રાખેલી પેટીઓને તમે ગણો !" એમ કહી તે ગણવા લાગી.

"એક, બે, ત્રણ, ચાર, પાંચ, છ, અને કેટલા ? એક બાકસના ત્રણ આના બેસે છે ને ? જુઓ છ તેરી અઢાર—એક રૂપીઓ બે આનાનો ધૂમાડો તમે કરી નાખ્યો ! અને તેથી જ આજે ચૂલામાં બાળવા માટે ઘરમાં લાકડાં નથી."

મને મારું બચપણ સાંભરી આવ્યું ! ઉંમર ભૂલી જઈ મોંના ચાળા કરી મેં પત્નીને કહ્યું, "હા જાણી તારી અક્કલ ! હિસાબ કરીને એક રૂપિયો બે આના સીગારેટના તને દેખાયા ! પણ તારી ફૂલની વેણીઓનું

ખર્ચ ગયા મહિનામાં ઓછામાં ઓછું દોઢ રૂપીઆનું થયું હશે, તેનો હિસાબ ક્યાં છે? તે તો કાઢ?"

"પણ તમે પૈસા આપ્યા જ શા માટે? તમે આપ્યા ન હોત તો હું શું કરવાની હતી? જો સ્ત્રીઓ સ્વયં સંપૂર્ણ હોત તો તેઓએ ધણીઓની ધૂંસરી શા માટે સ્વીકારી હોત?"

આ રગઝગમાં અમે એક બીજાના બધા દોષ એક બીજા પાસે ગણાવી લીધા અને આ ઝાટકણી પૂરી થઇ પછી બોલવાનું કશું જ બાકી ન રહ્યું. એટલે કંટાળેલા મનથી હું કોટ ટોપી પહેરીને બહાર નીકળ્યો અને એક ગૃહસ્થની સાથે ઓફીસમાં સિક-નોટ મોકલી આપી. પિતાશ્રીના સોગંદને વફાદાર રહી આ વાર્તાનાં અમે નાયક—નાયિકાએ—અરે! ભાડે લીધેલ જગાની સરહદવાળા સામ્રાજ્યનાં રાજા-રાણીએ, તે દિવસે ઉપવાસ કરવાનું નક્કી કર્યું!

હું ઘેર આવ્યો અને સૂનમૂન બન્યો. દસ વાગ્યા, અગિયાર વાગ્યા, પોણાબાર થયા. પેટમાં કાગડા બોલવા લાગ્યા. ત્યાં બહારથી કોઇએ મને બોલાવ્યો. જોઉં તો પોસ્ટમેન! અને નવાઇની વાત એ કે તે મારા નામનો રૂ. ૨૫) નો એક મનીઓર્ડર લાવ્યો હતો! તેના કુપનમાં નીચેનો ફકરો હતો :

"અનેક આશીર્વાદ સાથે લખવાનું જે—ગમે તેમ તોય જુવાનીના તમારા દિવસ. ગમે તેવો પણ આડો

અવળો ખર્ચો થાય જ! મારા કાગળ મુજબ તું વર્તી શકે એટલા માટે અને પ્રસંગવશાત્ તને કામ આવે એટલા માટે રૂપીઆ પચીસ મોકલાવ્યા છે. તમારું ખાતું બેંકમાં ઊઘાડી તે મૂકી દેજો. પણ ખરી અડચણ વગર તે પૈસાને હાથ લગાડવાનો નથી."

મેં સહી કરીને પૈસા લીધા અને મોં ફેરવી ઊભેલાં મારાં ગૃહલક્ષ્મી તરફ વિજયોન્માદથી જોયું!

તેણી પણ ઉસ્તાદ હતી. મારા વિજય પર જાણે ચડાઈ કરતાં કહ્યું: "આમાં તમે શી ધાડ મારી?" અને બેપરવાઈની નજરથી તે મારી તરફ જોવા લાગી.

આવેલા પચીસ રૂપીઆને અડચણ વગર અડવાનું ન હતું. અને અત્યારે અડચણ હતી જ. તરત જ બજારમાં ગયો અને એક રૂપિયો એક આનાનાં એક મણ લાકડાં અને એક આનો મજૂરી મળી એક રૂપીઓ બે આના ખર્ચી, બાકી રહેલા ત્રેવીસ રૂપીઆ ચૌદ આના પ્રસંગે કામ આવે એટલા માટે બેંકમાં મૂકી દીધા.

# ઇશ્વરની લઘુકથા

[ ૮ ]

ગરમીના દિવસ હતા. દીવાનખાનામાં એક સોળ વર્ષની બાળા આંટા મારતી હતી. વખત આશરે ચાર સાડાચારનો હતો. તડકો કહે મારું કામ. રસ્તા ઉપર અવરજવર ઓછી હતી.

તે બાળા ઘડીકમાં ખુરસી ઉપર બેસે, ઘડીકમાં છજામાં જાય, ઘડીકમાં ધડધડ કરતી દાદરો ઊતરી દરવાજામાં ઊભી રહે અને તેના ઘરની સામે આવેલા ત્રણે રસ્તા તપાસી જુએ. આટલી જ મહેનતથી તેના કપાળ ઉપર પરસેવાનાં ટીપાં આવી જતાં, તે ગમે તેમ ઊતાવળે પાલવથી લૂછી નાખી જતાં જતાં ફરી તે રસ્તા તરફ નજર નાખે અને ફરી ધડધડ કરતી દાદરો ચડીને પાછી દીવાનખાનામાં આવીને બેસે. આવો ક્રમ ચાલુ જ હતો અને હવે તેને ખુરસી ઉપર બેસવાનો પણ કંટાળો આવ્યો હતો.

ઉતાવળમાં જ તેણે ભીંત અડાડીને મૂકેલો તકિયો શેતરંજી ઉપર આડો નાખ્યો અને તેનું ઓશીકું બનાવી તે શાંત પડી રહી.

તે સામે જોતી હતી.

નવરો માણસ સહેજે સામે અથવા બીજે ક્યાંક

જોતો હોય; પણ તે વખતે શું જુએ છે તે કોઈ કહી શકે ખરું ? પોતે જોનાર પણ ન કહી શકે તો પછી બીજાઓ શી રીતે કહી શકે ?

આવી જ રીતે તે સામે જોતી હતી.

પછી તેણે આંખો બંધ કરી અને નક્કી કર્યું કે હવે બારણા આગળ ગાડીનો અવાજ સંભળાયા વગર આંખ જ ખોલવી નથી.

તે બાળાનું નામ હતું સિંધુ. તે હજી પરણી ન હતી. તેના પિતા તેને માટે સારું ઠેકાણું શોધવા માટે પરગામ ગયા હતા અને તે આજે આવવાના હતા. સિંધુ આંટા મારતી હતી તે એટલા જ ખાતર. બે વર્ષ પહેલાં સિંધુની મા તેને રડતી મૂકીને ગઈ હતી, પછી છ જ મહિના વીત્યા ત્યાં બીજી નવી મા ઘરમાં આવી હતી.

સિંધુની નવી મા પણ અપવાદાત્મક જ હતી. મા–દીકરીમાં સાવકા સંબંધનો ખ્યાલ પણ કદી જણાતો ન હતો. દોઢ વર્ષમાં પોતાની છોકરીમાં જ ખપે તેવી નવી માએ સિંધુને ખરેખર માના હેતથી જ અપનાવી હતી.

લોકોની એવી વિચિત્રતા હોય છે કે કોઈ સાવકી વૃત્તિ બતાવે તો તેઓ પોતાની જીભને છૂટી મૂકે છે અને એથી ઊલટું સાચો સાવકો સંબંધ હોવા

છતાં કોઇ સ્ત્રી સાચું હેત બતાવે તો પણ લોકોને અડવું અડવું લાગે છે. મને લાગે છે કે લોકોને પોતાની નાપસંદગી દર્શાવવા માટે કંઈક સાધન જોઇતું જ હોય છે. તેમના મનોરંજન માટે આવી વસ્તુઓ તબલા–હારમોનિયમનું જ કામ સારે છે.

પણ પેલી મા–દીકરીમાં જે પ્રેમ જાગ્યો હતો, તે ખરેખર અપૂર્વ હતો. પણ આ બધું સરસ છતાં તેમાં એક જ ત્રૂટી હતી.

અને તે કઇ ?

સિંધુને પોતાની સાચી મા યાદ આવતી હતી. પોતાની સાચી મા પિતા સાથે કદી પણ ઝાઝું બોલતી નહિ પણ પિતા તો મા સાથે સહેજ કઠોરતાથી વર્તતા હતા, એમ તેને હમણાં હમણાં લાગવા માંડયું હતું.

શાથી ?

કારણ કે તેના પિતા નવી માની સાથે ખૂબ જ છૂટથી વાતો કરતા હતા. બન્નેનો વ્યવહાર ખૂબ જ હળીમળીને ચાલતો હતો. સિંધુ આ બધું જોતી હતી.

સિંધુને આવા વર્તનથી પોતાની નવી મા તેના પિતાની જોઇએ તેવી સંભાળ નથી રાખતી એમ લાગ્યા કરતું.

તેણે પોતાના આ વિચારો પિતાને કાને પણ

નાખ્યા. પણ પિતા માત્ર હસ્યા, અને તેમણે કશો જ જવાબ આપ્યો નહિ.

આમાં પણ તેને પોતાનું અપમાન લાગ્યું. તેણે મનમાં નક્કી કર્યું કે, વાંધો નહિ, મારા પિતાની સંભાળ મારે જ રાખવી જોઈએ.

તે દિવસથી પિતાનું પગ ધોવાનું ગરમ પાણી તૈયાર કરીને આપવું, તેમના પૂજા–પાઠની તૈયારી કરવી વગેરે કામો તે દક્ષતાથી કરવા લાગી.

પહેલી માના જીવતાં તેણે ઘરકામને કદી જ હાથ લગાડચો ન હતો.

ઊલટું એનાં જ કામ બીજાને કરવાં પડતાં. સિંધુને એક ત્રણ વર્ષનો નાનો ભાઇ હતો. સિંધુની માએ આ બે જ બાળકોને જન્મ આપ્યો હતો. સિંધુ પછી તેની માને કશું જ બાળક નહોતું આવ્યું.

સિંધુના પિતાનું નામ હતું અણ્ણા સાહેબ. અણ્ણા સાહેબ વેપારી લાઈનના માણસ હતા. તેમનો ધંધો શરાફીનો હતો અને તેમાંથી તેમને માસિક બસો ત્રણસોની કમાણી થતી.

સિંધુ આંખો મીંચીને પડી રહી. પણ પાંચ જ

મિનિટમાં ધડાકા સાથે બારણું ખોલી અણ્ણા સાહેબ અંદર આવ્યા.

સિંધુએ આંખ ખોલ્યા વગર જ આળસમાં ને આળસમાં પૂછ્યું, "કોણ છે એ ?"

"હું છું." હાથમાંની છત્રી ખીંટીએ ટિંગાડતાં અણ્ણા સાહેબે જવાબ આપ્યો.

"કોણ અણ્ણા !" સિંધુ નાગણની જેમ ફલંગ મારી ઊભી થઈ અને બોલી, "આ શું ? બારણે ગાડીનો અવાજ પણ નહિ આવ્યો ને ?"

અણ્ણા સાહેબે હસતાં હસતાં કહ્યું, "આજે ગાડી ન લીધી. ચાલતો જ આવ્યો. હવે આ હજાર બે હજારની હુંડી વટાવવાની છે ને ? તો પછી ઘોડાગાડીમાં પૈસા ખર્ચે કેમ ચાલે ?"

સિંધુ મશ્કરીમાં ડોક ધૂણાવી, હાથના લટકા કરતી બોલી, "ઘોડાગાડીના ચાર જ આના બે હજારમાં ખૂટતા હતા ખરું ?" એમ કહી તે મીઠું હસી.

તેની સતેજ નાચતી આંખો, વાંકડિયા વાળ, ગોરો વાન, નેતરની સોટી જેવી લળતી દેહલતા—

બધું વર્ણવી શકાય; પણ સિંધુના પિતા જે વાત્સલ્યપૂર્ણ દૃષ્ટિથી તેના તરફ જોઇ તેના નિર્દોષ સૌંદર્યનું અવલોકન કરતા હતા, તે પિતૃવાત્સલ્યની દૃષ્ટિનું વર્ણન તેટલી જ ઉત્કટતાથી હું કેવી રીતે ચીતરી શકું ? વાંચકો

કલ્પનાથી જ તેનો આસ્વાદ કરી લે.

"ઠીક, પણ હવે ચા બનાવવાનું કહીશ કે નહિ?" અણ્ણા સાહેબે કહ્યું.

"ચા માટે ખર્ચાતા પૈસા તો મારા લગ્નના ખર્ચમાં ઓછા નહિ થાય ને?"

સિંધુ આમ બોલી તો ખરી પણ તે કેટલી ઉતાવળે? પિતાને ગુસ્સો તો નહિ આવે એ કલ્પનાથી તે બોલતાં કેટલી અચકાઇ?

અને ઉપરથી વળી સફાઈ કરવા કહે છે શું કે "વારુ, અણ્ણા, આ પહેલાં ઠંડુ પાણી આપું કે? તમે આવવાના છો તેની ખબર હતી તેથી મેં લોટાને ભીનું કપડું વીંટી રાખ્યું છે અને તેમાં સુગંધી માટે જાઈનાં ફૂલ પણ નાખ્યાં છે. લાવું થોડું પાણી?"

તરત જ લોટો લઇને તે પિતા પાસે આવી ઊભી, અને વળી બોલવા લાગી: "સાચે જ અણ્ણા, ઘોડાગાડી કેમ ન લીધી? સ્ટેશનથી અહીં સુધી આવા તાપમાં ચાલતા જ આવ્યા?"

"આજે ઘોડાગાડી મળી જ નહિ, દીકરા? વારુ પણ તું જા. પહેલાં ચા બનાવવાનું કહી આવ."

"પણ પાણી તો લો." એમ કહી પ્યાલામાં પાણી રેડી તેણે તે પિતાના હાથમાં મૂકયો. પિતાએ બસ કહ્યું એટલે લોટો અને પ્યાલો સાચવતી છતાં પિતા ઉપર

પોતાની નજર કાયમ રાખી, એક એક પગલું પાછળ ભરતી દરવાજા પાસે આવતાં, ઉતાવળે ઘરમાં ચાલી ગઈ!

બધાને લાગશે કે આવી સાદી વાતનું કેવું લાંબુ વર્ણન મેં આપ્યું છે. પણ આ સાદા પ્રસંગથી જ અણ્ણા સાહેબનો બધો થાક ઊતરી ગયો.

તે જ દિવસે સાંજની વાત. સિંધુને કાને વાત આવી હતી કે તેનાં લગ્ન લગભગ નક્કી થયાં છે. એથી તેને આનંદ નહોતો થયો એમ થોડું જ હતું? પણ તરત જ તેને એક વિચાર આવ્યો. પોતે પરણીને સાસરે જશે એટલે પોતાના પિતાની સંભાળ કોણ લેશે? તેને મન એમ હતું કે આટલા દિવસ મેં અણ્ણાની સંભાળ લીધી, હવે હું સાસરે જઈશ ત્યારે—

ગાંડી છોકરી! પણ તેને ગાંડી શા માટે કહેવી? તેના મનમાં એક એવી માન્યતા પાકી થઇ હતી. બધી બાબતોમાં નવી મા સાથે પ્રેમથી વર્તતી સિંધુ આ એક જ બાબતમાં અનુદારવૃત્તિ રાખતી હતી.

સાંજ થવાથી સિંધુની નવી મા સિંધુના નાના ભાઇને સાથે લઇ મંદિરે દર્શન કરવા ગઇ હતી, પણ અણ્ણા સાહેબ ઘરમાં જ હતા.

આવી સુંદર તક પોતાને આજે ને આજે મળવી જોઇએ એમ સિંધુ ઇચ્છતી હતી.

પોતાના પ્રકાશના કિરણોની કળા ખેંચી લઈ સૂર્ય અદૃશ્ય થયો હતો. કપાળે કંકુનો લેપ કર્યાની જેમ ક્ષિતિજની કોર રક્તવર્ણે રંગાઈ હતી. ક્વચિત્ કોઈ ઘરના ઝાડ ઉપર બે ચાર પંખી 'અહીં બેસવું' 'ત્યાં બેસવું,' એવી પ્રશ્નાર્થક વૃત્તિથી આમ તેમ કૂદતાં હતાં.

અણુા સાહેબ આરામ ખુરસી પર પડયા હતા, અને સામે જ ઉપરનો દેખાવ દેખાતો હતો.

એટલામાં ખબર ન પડે તેવી રીતે સિંધુ અણુા સાહેબની પછવાડે આવીને ઊભી રહી.

અણુા સાહેબને સહેજ પણ ખબર ન પડી.

છેવટે તેમને ખબર કરવા માટે તે ખાંસી ખાઇ હસી પડી. અણુા સાહેબે ચમકીને પાછળ જોયું અને તે વધારે ગંભીર થયા. સામે સૂર્યનું ચિત્ર અને પછવાડે દીકરી. તેના જ લગ્નનો તે વિચાર કરતા હતા. પોતાના ઘરનો આ આનંદનો પ્રવાહ—

ત્યાં એમને પોતાની મૃત પત્નીનું સ્મરણ થયું. સિંધુ પોતાની માની જ નાની પ્રતિમા હતી. અણુા સાહેબની આંખોમાં આંસુ આવ્યાં.

તરત જ સિંધુ લાડથી ઉદાસીન ચહેરે હસતી આગળ વધી અને આરામ ખુરસીના હાથા ઉપર બેસી ગઈ.

"અણુા !"

"શું છે, બગડી ?" અણ્ણા સાહેબને ખૂબ વહાલ આવે એટલે તેઓ સિંધુને બગડી કહીને બોલાવતા. સિંધુ અણ્ણા સાહેબના પહેરણનાં બટન બીડવા લાગી.

"મને આજે અડવું અડવું લાગે છે."

"અડવું અડવું શા માટે ? હવે તો તારાં લગ્ન નક્કી કર્યાં—"

"અને તેથી જ મને એવું લાગે છે."

"જા, જા ગાંડી નહિ તો."

"ઠીક, અણ્ણા, પણ મને આટલી વહેલી શા માટે તમે પરણાવો છો ? એકાદ બે વર્ષ જવા દો ને ! મને તો તમને મૂકીને જવાનો વિચાર આવે છે ત્યાં જ રડવું આવે છે."

" એ તો તને હમણાં તેવું લાગશે. પણ એકવાર પરણીને સાસરે જઇશ એટલે તને મારું સ્મરણ પણ નથી થવાનું."

" તેથી જ કહું છું કે મને હમણાં નહિ પરણાવતા."

" કેમ વારુ ? તો ક્યારે પરણાવવી ? અને લગ્ન નક્કી કર્યાં છે, તો પેલા લોકોને શું કહું ? "

" સાચે જ અણ્ણા, હું છોકરો હોત તો કેવું સારું થાત !" એમ કહેવા જતાં સિંધુના હાથની આંગળીઓનું અસ્વસ્થ હલનચલન ચાલુ રહ્યું.

"તો પછી શું થાત ?"

"એટલે હું ખૂબ ખૂબ ભણી હોત અને તમને કામધંધામાં મદદ કરતી હોત ! આપણો શરદ હજી કેટલો બધો નાનો છે ! એ કાંઇ તમને મદદ કરી શકે ? સાચે જ અણ્ણા, હું છોકરો હોત તો સારું થયું હોત, નહિ ?" પછી અણ્ણાના ખમીસ ઉપર હાથ ફેરવતાં તે બોલી, "અને મારે માટે તમને બે હજાર રૂપીઆ ખર્ચવા પણ ન પડત ! ઊલટું મેં જ મેળવી આપ્યા હોત !"

"હા, હા, એમ થયું હોત તો સારું. તું જો છોકરો હોત તો—"

"તો હું શું કરું ?" ખુરસીથી આઘી ખસીને સિંધુએ પૂછ્યું.

"શું કરીશ ?"

"હું શું જાણું ? તમે જ કહોને ?"

"હવે સાંજ પડી ગઇ છે. હાથ પગ ધોઇને ભગવાનને વંદન કર."

"અને ભગવાન પાસે માગું કે મને દીકરો બનાવ, એમ ને ?"

"જા, જા, ગાંડી."

"અણ્ણા——

"ફરી એક વાર કહું છું કે તમે મને હમણાં ન પરણાવો. હું હમણાં સાસરે નથી જવાની." અને ડોક ધુણાવતી તે પૂજાના ઓરડામાં ગઇ. તેણે પગ ધોયા, ભગવાન આગળ દીવો કર્યો. તેના મનમાં જાગેલી ભાવનાઓની મૂંઝવણ તેની મુદ્રા ઉપર વધુ સ્પષ્ટતાથી દેખાવા લાગી.

તેણે ભગવાનને પ્રણામ કર્યા, તેની માએ શીખવેલી પ્રાર્થના તે બોલી અને તે પછી પણ તે એમ ને એમ ઊભી રહી.

એટલામાં તેનો નાનો ભાઈ શરદ અને તેની મા ત્યાં આવ્યાં.

માએ હસતાં હસતાં પૂછ્યું,

"આજે કેવી પ્રાર્થના ચાલી રહી છે? સારો વર મળે એવી?"

"મા, તું આજે મારી મશ્કરી નહિ કરતી હો." સિંધુ પોતાની નવી માને 'મા' નામથી બોલાવતી.

"આમ કેમ બાઈ સાહેબ?"

"આજે હું ચિડાઈ છું."

"કોના ઉપર?"

"મારી જાત ઉપર."

"કેમ?"

“મને મન થયું તેથી. તેમાં વળી તું આજે મારી મશ્કરી કરીશ તો મને રોવું આવશે.”

“લગ્ન માટે આટલી બધી ઉતાવળી શા માટે થઈ છે?”

“મારા લગ્ન માટે તું જ ઉતાવળી થઇ છે. મા તું હવે કંઇ બોલીશ નહિ. હું બીજાઈને કંઈક જવાબ દઇશ. જા હવે તું અહીંથી—”

મા ત્યાંથી જાય ત્યાં તો અણુા જ આવી પહોંચ્યા.

અણુા તરફ નજર ફેરવી મા બોલ્યાં, “આને આજે શું થયું છે?”

“તેને આજે ખરાબ લાગ્યું છે. તેને એમ થયું છે કે તે છોકરો હોત તો—”

“હું જ અહીંથી જાઉં છું પછી ચલાવો તમારી મશ્કરીઓ.”

સિંધુ ત્યાંથી ચાલી ગઇ.

સિંધુનાં લગ્ન નિશ્ચિત થયાં. એક મહિના પછી જ મુહૂર્ત આવતું હતું.

સિંધુના ઘરમાં સગાંવહાલાઓ લગ્ન માટે અગાઉથી જ આવવા લાગ્યાં. ઘર રંગરોગાનથી શોભવા લાગ્યું. ઘરમાં નવી નવી ચીજો આવવા લાગી. અને સિંધુ પણ પૂરી

રીતે એ બધા રંગમાં ભળી ગઇ.

લગ્નનું મુહૂર્ત આઠ દિવસ પછીનું હતું.

"ધણ્! ધણ્!! ધણ્!!!" ક્યાંય આવો અવાજ થવા માંડે એટલે આપણો સંબંધ ન હોય તો પણ આપણે જાણુવા માગીએ છીએ કે શું વાગે છે અને ક્યાં વાગે છે? પૂછપરછ પછી આપણુને કેટલી બધી અનપેક્ષિત બાતમીઓ જાણુવા મળે છે!

કોઇવાર ઘસી ધોઇને સાફ કરેલી કાચની ચીમની બત્તી ઉપર બેસાડવા જતાં જ હાથમાંથી નીચે પડે છે અને કાચના કટકે કટકા થઇ જાય છે.

કેટલીક વખત દીવાનખાનાનું બારણું ખુલ્લું રહે છે અને ક્યાંક એકાદ છોકરો કોઈ પણ દિશામાં ગોફણુથી પત્થર ફેંકે છે; પણ દૈવયોગથી આપણા દીવાનખાનાના અચાનક ખુલ્લા રહેલા બારણામાંથી ગોફણુનો પથ્થર અંદર આવે છે અને સામે જ દીવાલ ઉપર ટીંગાડેલો બિલોરી કાચ ખળળળ અવાજ સાથે ફૂટી જાય છે!

એકાદ પંખી રોફભેર કોઇ ઝાડ ઉપર બેસે છે; અને અચાનક ક્યાંકથી તીર આવે છે. પંખી ઘાયલ થઇને પડી જાય છે અને બાકીનાં પંખીઓ ઊડી જાય છે.

આવા પ્રસંગો કેમ આવતા હશે?

આ પ્રસંગોનો પૂર્વાપર સંબંધ શો હશે? અને

આવી વિચિત્ર બીનાઓ અચાનક જ કેવી રીતે બનતી હશે?

આથી વધુ ચમત્કારિક અને આશ્ચર્યકારક ખબર તો શી કહેવાની હોય?

લગ્ન માટે હવે આઠ જ દિવસ બાકી હતા, અને સિંધુને તાવ આવ્યો. તાવ આવતાંની સાથે જ ભયંકર નીવડયો અન લગ્નને ચાર દિવસ બાકી હતા ત્યાં સિંધુ બીચારી મરી ગઇ !!! બધા સમારંભ જ્યાંના ત્યાં રહ્યા. પંખીઓની જેમ ભેગાં થયેલાં સગાં-વહાલાં પંખીઓની જેમ જ વિખરાઇ ગયાં !

જખમી થયેલા અણુા સાહેબ અને મા દુ:ખી હૃદયથી તે ખાલી દીવાનખાનામાં આંટા મારવા લાગ્યાં.

કેટલું વિચિત્ર !

ઇશ્વરે સિંધુના જીવનનો આવો વિચિત્ર અંત આણ્યો! શું સિંધુના આયુષ્યની આ લઘુકથા જ ઇશ્વરે લખી હતી?

# બે શ્રીમંત

[ ૯ ]

આજે પંદર દિવસ થયા. ભાઉ સાહેબ એક જ વાતનો વિચાર કરતા હતા પણ પંદર દિવસમાંય તેમને કંઈ જવાબ જડયો ન હતો. તેઓ એક પ્રખ્યાત વકીલ હતા. તેમના ઘરમાં વકીલાત પરંપરાથી ચાલી આવતી હતી.

ભાઉસાહેબ કસાયેલા વકીલ હતા, તેમ છતાં એ નાનકડા પ્રશ્નનો ઊકેલ એમનાથી નહોતો થતો. આ વાત જેટલી સાચી હતી તેટલી જ એ વાત પણ સાચી હતી કે એમને મૂંઝવતો પ્રશ્ન ઘણો જ સાદો હતો.

તેમને પિતાના વખતથી ચાલ્યો આવતો એક કારકુન હતો. ભાઉસાહેબના પિતા તેને ‘બાપુ’ નામથી બોલાવતા. પણ ભાઉસાહેબ એ શબ્દ એટલા આદર સાથે બોલતા કે બાપુ શબ્દ બહુમાનાર્થે વપરાયો હોય એમ લાગતું.

બાપુની ઉમ્મર સાઠથી વધુ હતી. ઊંચાઈ છ સવા છ ફીટ હતી. હજી એમની કાયા અણનમ હતી. તે ઘણા જ અભિમાની, સાચા અને સહેજ તામસી વૃત્તિના હતા. તેમને ઘેર ચાર પાંચ છોકરા હતા.

પંદર દિવસ પહેલાં બાપુને ઘેર ચોરી થઈ. તેમાં

તેમનો એકનો એક કોટ, ગજવામાં મૂકેલા આઠ બાર આનાના પરચુરણ સાથે ચોરાયો હતો. હવે છેલ્લી ઘડીએ બીજો કોટ કયાંથી લાવવો ?

બાપુ આજ પંદર દિવસથી ખાલી પહેરણ પહેરીને જ કામ ઉપર આવતા હતા. આથી ચોરાયેલા કોટ વડે પહેરણની આબરૂ સચવાતી હતી, તે પણ હવે ઉઘાડી પડી, છતાં પહેરણ ઉપર આડો ખેસ નાખીને બાપુ કામ ઉપર હાજર થતા.

ભાઉસાહેબ વકીલે એમને પૂછી લીધું ને કોટ ચોરાયાની વાત તેમણે જાણી લીધી. ઘરમાંથી એક કોટ લઇ જવાનું બાપુને કહેવાનું તેમને મન થયું, પણ બાપુના મુખ તરફ જોતાં તેમને તેમ કહેવું અશકય લાગ્યું.

ગરીબ હોય તેથી શું ? માણસની અભિમાની વૃત્તિ નાગ જેવી હોય છે. શ્રીમંત હોય કે ગરીબ પણ નાગની ફણા સાથે રમવાને કોઇ પ્રયત્ન કરે ? તાકાદ હોય તો તે ફણાને તમે કચડી નાખી શકો, તમે મદારી હો તો તેને રમાડી પણ શકો, પણ તે પહેલાં તેના દાંત તો પાડવા પડે છે.

બાપુના દાંત પણ સાબૂત હતા, અને તેમના અભિમાનનો નાગ પણ હજી ભગ્નદન્ત થયો ન હતો. તેની સામે હજી અપમાનની લાકડી કોઇએ ઉગામી ન હતી, તેમ તેને કોઇ રમાડી પણ શકયું નહોતું.

ભાઉસાહેબ એક યા બીજે નિમિત્તે કોટ જડયો કે નહિ, એમ બાપુને પૂછતા. પણ આગળ કહેવાનું એમનાથી કહેવાતું નહિ.

આમ ને આમ પંદર દિવસ ગયા અને ભાઉસાહેબે હિંમત કરીને કહ્યું, "બાપુ, આજે ઘરમાં કપડું લાવવાનું છે. કેટલું જોઇએ તે પૂછીને દુકાનમાંથી મોકલી આપજો અને સાથે સાથે તમારા કોટનું કપડું પણ ફડાવજો."

ભાઉસાહેબે આ બધું બીજી જ દિશામાં નજર રાખીને કહ્યું.

"શું ?" બાપૂએ પૂછ્યું.

ભાઉસાહેબે ચમકીને તેના તરફ જોઇને કહ્યું:

"તમારે ફાવે તેમ કરો. ઘરનું કપડું આજે લાવી આપો એટલે બસ." એમ કહી ભાઉસાહેબ વકીલ ત્યાંથી ચાલ્યા ગયા.

બાપુએ ઘરને માટે કપડું મોકલાવ્યું પણ પોતાના કોટને માટે કપડું ન લીધું.

ભાઉસાહેબ પોતાના મન સાથે વિચાર કરતા હતા. "બાપુને હું કેટલો પગાર આપું છું ?"

"મહિને વીસ રૂપિયા. મેં જ જવાબ આપ્યો.

"ઘેર માણુસો કેટલાં ?" મેં પ્રશ્ન કર્યો.

"છ સાત." મેં જ જવાબ વાળ્યો.

ઓ બાપ રે ! વીસ રૂપિયામાં, સાત માણુસો.... શું કરતા હશે આટલા રૂપિયામાં ? ખડક ફોડીને અંદરથી દેડકો નીકળ્યો હોય તેમ પરિસ્થિતિના ખડકમાં વીસ રૂપિયામાં આ છ સાત દેડકા જ પોષાય છે. તેમાંય વળી આ અભિમાન ખરેખર આશ્ચર્યભર્યું છે !

એ દિવસ ઉપર ઘેર ચોખા આણ્યા હતા. ચોખા ભરી મૂકયા પછી બાપુ આવ્યા. કચરામાં રઝળતા ચાર પાંચ ચોખાના દાણા બાપૂએ ઉપાડી લીધા, અને કોથળામાં નાખ્યા. હું મનમાં હસ્યો, પણ અનાજની કેટલી કિંમત છે ? તે બાપુ જ સમજ્યો છે હું નથી સમજ્યો. ઘાસના પૂળા ઉપર આપણે જાનવરને પોષીએ છીએ, તેવા આ માણુસો પોષાય છે અને આવી પરિસ્થિતિમાંય અભિમાન ટકી રહ્યું છે.

માણુસાઇ એ ચીજ જ અલગ છે. દાનત કોઇ ન્યારી વસ્તુ છે. અભિમાનનું તેજ કંઈ ઓર જ હોય છે. શિક્ષિતપણું આવે તેથી આ ચીજો નવેસરથી નથી આવતી અને અશિક્ષિતતા હોય, તેથી કંઇ જતી નથી રહેતી.

બાપુ, બાપુ ! સમાજ સુધારા ઉપર આજસુધી હું ખૂબ બબડયો. પણ મારા ઘરનો બાપુ જ મને દેખાયો નહિ. મને લાગે છે સુધારાના ગપ્પાં છાંટવામાં ઓછેવત્તે અંશે દાંભિક્તા જ વધારે રહેલી છે.

માણુસે એક જ વાત ધ્યાનમાં રાખવાની છે, કે

દુનિયામાં એક જ મૂર્ખ માણસ છે, અને તે પોતે જાતે જ એ એક જ મૂર્ખને દરેક જણ સુધારે તો ?

અમારાં ચાર મકાન છે, અને બાપુનાં ? અમે તેમની આખી જિંદગી વાપરી પણ પેટ પૂરતું અન્ન અને શરીર પૂરતું વસ્ત્ર–એટલી સગવડ તો અમારે કરવી જોઇતી હતી ને ?

બાપુ જાય તો દશ રૂપીઆના એકને હિસાબે બે કારકુન અમને મળશે. પણ આ તો વ્યવહારનો હિસાબ થયો. અંતઃકરણને સંતોષ આપતો હિસાબ જુદો જ હોય છે.

આજ બાપુના પગારનો દિવસ હતો. ભાઉસાહેબે તેમને બોલાવ્યા. તે પગાર માટેની જ હાકલ હતી, એમ બાપુ સાહેબે હંમેશના અનુભવથી ઓળખી.

ભાઉસાહેબે ગજવામાંથી પાકીટ કાઢ્યું. નોટો બાપુના હાથમાં મૂકી. બાપુએ ગણી જોઈ. તેમાં ત્રીસ રૂપીઆ નીકળ્યા.

“ભાઉસાહેબ, આ ત્રીશ રૂપીઆ છે. દશ વધારે આવ્યા તે આ પાછા.” બાપૂએ હસતાં હસતાં કહ્યું.

ભાઉસાહેબને લાગ્યું. કોટના કાપડનો જેમ ઇન્કાર કર્યો તેમ આ દશ રૂપિયાનો પણ ઈન્કાર કરે છે. તેથી તેઓ ખીજાયા. પણ ભલા માણસ, દશ રૂપીઆ વધારે આપવાની વાત તેં અગાઉ કરી જ હતી.

ભાઉસાહેબે ચિડાઈને કહ્યું, "બાપુ, પહેલાં એ પૈસા ગજવામાં નાખો. મેં આપવા ધારેલું કોટનું કપડું લેવાની ના પાડી. તે તમારા મનનો સવાલ હતો. તમને લેવાની ફરજ પાડવાનો મારો અધિકાર ન હતો, તેથી હું તે વખતે શાન્ત રહ્યો. પણ તમને પગાર કેટલો આપવો, એ ઠરાવવું મારી ઇચ્છાનો સવાલ છે. આ મહિનાથી તમારો પગાર મેં ત્રીશ રૂપિયાનો કર્યો છે."

બાપુ આશ્ચર્યથી સ્થંભિત થઈ ગયા. તેમને તે શક્ય પણ ન લાગ્યું, તેમ સત્ય પણ ન લાગ્યું. પોતાના હાથની આંગળીઓ તરફ ફરી ફરીને વિચિત્ર નજરે જોતાં તેમણે પૂછ્યું:—

"મહિને ત્રીસ રૂપિયા પગાર અને તે આ જ મહિનાથી? એવું શું કામ આ મહિને વધ્યું છે?"

"એ તમારો પ્રશ્ન નથી, મારો પ્રશ્ન છે." એમ ખીજાઈને કહેતાં ભાઉસાહેબ ત્યાંથી ચાલ્યા ગયા.

મને માત્ર બે શ્રીમંત જોવા મળ્યા. એક ગરીબ શ્રીમંત અને બીજો શ્રીમંત શ્રીમંત!

# બીડી અને કાંડી

[ ૧૦ ]

ઘણા દિવસ પછી તેઓ બન્ને એક બીજાને મળ્યા હતા.

"કેમ છે ?" "ઠીક છે !" વગેરે વ્યવહારુ પ્રશ્નોત્તરો થયા, પછી શું બોલવું એ બન્ને માટે પ્રશ્ન થઇ પડયો. બન્ને રસ્તા ઉપરની દુકાનો તરફ જોવા લાગ્યા. સામે જ 'વિશ્રામધામ' નામની એક ગંજાવર હોટલ હતી. તે હોટલ તરફ નજર જતાંની સાથે બન્નેના મનમાં કંઈ કંઈ મીઠાં સંસ્મરણો જાગ્યાં; બન્નેએ એક બીજા સાથે બોલવાનું મૂકી દીધું અને હોટલ તરફ જોતા બન્ને ઊભા રહ્યા.

હોટલમાં ઘરાકોની આવ-જા અખંડ ચાલુ જ હતી. ઘરાકના ગજવામાંના પૈસા હોટલ મેનેજરના ટેબલ ઉપર અખંડ પડતા જ રહેતા. રૂપિયો ખરો કે ખોટો તે જોવા માટે મેનેજર ટેબલ ઉપર ખખડાવતો અને પછી ઘરાકને પરચુરણ પાછું આપતો.

કેટલું સારું આ દૃશ્ય ! પણ આ જોઇને બન્નેના મગજમાં ગડમથલ જાગી. તેમાંના એકે બીજાનો હાથ ઝાલ્યો અને બીજો હાથ તેના ખભા ઉપર નાખી કહ્યું:

"આપણ બંનેને હોટલમાં ભેગા થયાને કેટલા દિવસ થયા ?"

"હું !" એમ કહી બીજાએ નીસાસો મૂકયો અને ફરી કહ્યુ : "પણ આપણે જ્યારે મળીને જતા ત્યારે 'બે જણ નવ આના'થી ઓછો આર્ડર પણ બોયને દેતા નહિ."

"પણ અલ્યા હવે તો આપણે માટે સિંગલ ચા પણ મોંઘો થયો છે. ત્યારે ચાલ, ચા તો પા—"

એટલામાં હોટલના બોયનો પોકાર રસ્તા ઉપર સંભળાયો. "અર્ધી પ્લેટ આઇસક્રીમ અને ચાર પિયૂષ!"

ઓર્ડર સાંભળી બહાર ઊભેલા બન્નેના મોંમાં પાણી છૂટયું, પણ કરે શું ? અન્તે તે બન્નેમાંથી એકે આળસ મરડી, માથાની ટોપી ઊતારીને પરસેવો લૂછયો અને આશામાં ને આશામાં કહ્યું, "અલ્યા, એકાદ બીડી હોય તો લાવને ?"

બન્ને ગજવામાં હાથ નાખી તેટલી જ ઉગ્ર મુદ્રા રાખી બીજાએ કહ્યું: "અલ્યા, આજ કાલ તો બીડીના પણ સાંસા છે."

"ઠીક ત્યારે હું જાઉં છું. મારા ગજવામાં પણ બીડી નથી અને પૈસા પણ—"

"નથી ? ચાલ ત્યારે હવે જઇએ."

બન્ને બે રસ્તે થઇને ચાલવા લાગ્યા.

એક બીજાથી ઠીક ઠીક દૂર ગયા પછી દરેકે સામા વળીને જોયું અને એક બીજાને દેખાતો નથી એવી ખાતરી થતાં બંને જણાએ ગજવામાંથી બીડી

કાઢી પાસેના પાનપટ્ટીવાળાની દુકાનમાં લટકાવેલી સાર્વજનિક દીવાસળીની પેટી ઉપર તે સળગાવી, ધૂમાડાના ગોટા બહાર કાઢતા, તેઓ બન્ને પોતપોતાને ઇચ્છિત સ્થાને ચાલ્યા ગયા !

ઉપરના વર્ણવેલા નંબર એક અને નંબર બે કેટલાક વર્ષો ઉપર 'વિશ્રામધામ' નામની એ સુપ્રસિદ્ધ હોટલની પાસે જ આવેલી એક દુકાનમાં નોકરીએ હતા. ખરું જોતાં એમનું ઓળખાણ નોકરીને લીધે જ હતું. તેમ છતાં બન્નેમાંથી એકે જણ કદી એક બીજા સાથે કપટ રાખીને વર્તતો નહિ. બન્ને ઘણા જ ખુલ્લા દિલના અને આનંદી હતા. આઠ દશ વર્ષ તો બન્ને જણ તે જ દુકાનમાં નોકરી કરતા હતા, પણ પછી ધંધાની મંદી અને જૂના નોકરો તરીકે તેમનો વધારી દીધેલો પગાર આ બન્નેનો વિચાર કરી માલિકે તે બન્નેને નોકરીમાંથી બાતલ કર્યા અને ઓછા પગારવાળા બીજા નોકરો દુકાનમાં રાખ્યા ! પરિણામે બન્ને જણ જુદા પડ્યા. પછી બન્ને જણ લાગ મળે ત્યાં તાત્કાલિક નોકરી શોધી લેતા. ચાર છ માસમાં બન્નેને નોકરી છૂટવાનો પ્રસંગ આવી જતો. અને આ રીતે તેમનું જીવન રખડું થઇ ગયું હતું. પરિણામે પહેલાંના એ 'સીગારેટ–ચાર' હવે બીડી ઉપર આવ્યા હતા. નવ આનાના ઓર્ડર વગર હોટેલમાંથી ઊઠીને બહાર ન આવનાર તે બન્ને મિત્ર હવે એક બીજાને એક બીડી

આપતાં ઓછી થશે, એવી કરકસરની ભાવનાથી બીડી આપવાનું ટાળતા હતા! અને પછી તેમને 'ખોખો'ની રમત જેવું થયું. એક મેળાપમાં નંબર એક બીજા નંબરને કહે "અલ્યા બીડી તો કાઢ!" ત્યારે બીજો તરત જ નકાર ભણે!

પછી બીજા મેળાપમાં પહેલો બોલે તે પહેલાં જ બીજો બોલી ઊઠે: "અલ્યા બીડી તો કાઢ." અને બીજો તરત જ 'નથી' એમ કહી દે. આજ ક્રમ અરસપરસ ચાલુ રહ્યો!

દરેકને ખરાબ લાગતું કે, આ કંગાલિયતને લીધે બન્ને જણ એક સાથે બીડી પણ નથી પી શકતા!

વાર્તાના મધ્યમાં જ મારે કહેવું પડે છે કે સમાજ અને તેની રૂઢિના નામ પર ફિટ્કાર વરસો; પણ ના! ના! હે મન!! જરા અટકી જા. આ વાર્તામાં સુંદર તરુણી નથી અને લગ્નનો વિષય પણ નથી!! તો પછી આ નકામી બડબડ અહીં શા કામની?

પછી ઘણે દિવસે તેઓ ફરી ભેગા થયા, અને તે ક્યાં?

એકદમ અપરિચિત એવી એક દુકાનમાં! તે દુકાનદારને એક નોકરની જરૂર છે, એવી ખબર બન્નેને અલગ અલગ રીતે મળી હતી, છતાં બન્નેએ એકબીજાને

સંદેશો મોકલી તે ખબર આપ્યા, અને ભોગજોગે બન્ને એક જ વખતે તે દુકાનમાં આવી ચડ્યા!

મનુષ્ય સ્વભાવની અનંત લહરીઓ એટલી બધી વિચિત્ર હોય છે, કે તેની કલ્પના જ ન થઈ શકે!

બે બેકાર એક બીજાને 'નોકરી' મળવાની જગાઓ પ્રમાણિકતાથી બતાવી આપે; પણ ગજવામાંની એક બીડી ઓછી થશે એ ડરથી બન્ને એક બીજાથી છાની રીતે જ બીડી પીવે!

તેઓ દુકાનમાં આવ્યા ત્યારે દુકાનના શેઠ બહાર ગયા હતા. દુકાનના એક માણસે શેઠ આવતાં સુધી તેમને બેસવાનું કહ્યું.

બન્ને બહારના બાંકડા ઉપર પોતાના નવા શેઠની રાહમાં બેઠા.

કેવા સંકોચાઇને! કેવી હાડમારીમાં! કેવી હીન મુદ્રાથી બન્ને ત્યાં બેઠા હતા!

પાંચ દશ મિનિટ આમ ને આમ વીતી ગઈ. અંતે નંબર એકે જાડા અવાજમાં એક આંગળી આગળ ધરી કહ્યું: "એકાદ હોય તો કાઢ ને!"

હોઠની ઈંઢાણી કરી નંબર બીજાએ કહ્યું, "એક પણ નથી, ભાઈ!"

પછીનો અર્ધોએક કલાક બન્નેએ દુકાનમાં કામ કરતા માણસો તરફ ખાઉધરી નજરથી જોયા કર્યું.

તેમને લાગતું હતું, “ આ દુકાનમાં આપણને એવું કામ કરવાનું મળશે ખરું ? ”

પછી બન્નેએ લાંબા નીસાસા મૂક્યા. હવે બન્નેને બીડી પીવાની તલપ જાગી. બન્નેના ગજવામાં બીડીઓ તો હતી, પણ બન્ને તે પી શક્તા નહોતા.

દરેક જણ ગજવામાં હાથ નાખી અંદર ને અંદર બીડી સાથે રમતો હતો.

અંતે પહેલા નંબરે પોતાના ગજવામાંની ચીજોની વસ્તીગણતરી કરવાનો ડોળ કર્યો. પહેલાં તેણે ગજવામાંથી મેલો સામાન બહાર ખેંચ્યો. પછી ચાર આનાનો ઢાંકણાવાળો “ ગોગલ ” બહાર કાઢ્યો, તેના કાચ લૂછીને સાફ કર્યા, પછી સિનેમાની જાહેર ખબરનાં કાગળિયાં અને પછી ગજવામાં ને ગજવામાં જ તૂટી ગયેલી બીડીનો ચૂરો બહાર કાઢ્યો.

પછી તેણે કાગળની એક ઘડી બહાર કાઢી. તે ઘડી તરફ તેણે ઉત્સુકતાથી બેએક મિનિટ જોયા કર્યું અને પછી આશ્ચર્યચકિત થવાની ઇચ્છાથી તેણે તે કાગળની ઘડી ખોલી અને અંદર જોવા જાય છે ત્યાં તેણે પોતે જ તે ઘડીમાં મૂકેલી બીડી નજરે પડી.

“ અલ્યા એક બીડી તો છે ! ” આનંદના ઉછાળા સાથે તે બોલ્યો અને તરત જ લાચાર જેવું મોં કરી બીજાની આગળ બીડી ધરી તેણે કહ્યું “ એક જ બીડી છે. તું જ પી ! ”

એટલું જ ખાટું મોં રાખી બીજાએ બીડી લેવાનો ઇન્કાર કર્યો અને પછી એકવાર આખા શરીરને મરડી મચડીને, પોતાની હડપચીને આંગળી અડાડી તે બોલ્યો, "મારા ગજવામાં પણ એકાદ હોય તો જોઉં !"

પછી લાંબી એકટીંગ કરી તેના ગજવામાંની અનેક બીડીઓમાંથી એક બીડી જાણે લાંબી શોધખોળ પછી જડી હોય તેમ તેણે બહાર કાઢી અને "મને લાગ્યું જ હતું કે એકાદ તો જડશે જ !" એમ કહી બીડી ઉપર વીંટેલો દોરો છૂટી ગયો હતો, તેને તે વળ ચઢાવવા માંડયો.

પછી તરત જ પહેલાએ કહ્યું, "અલ્યા બીડીઓ તો મળી પણ કાંડી ક્યાં છે ?"

ફરી બંનેએ એકટીંગ કરી. પછી બીજાએ ગજવામાં હાથ નાખ્યો અને ફક્ત દીવાસળીની પેટીનું ઢાંકણું બહાર કાઢી એક બોલ્યો, "મારી પાસે ખાલી ખોખું છે પણ કાંડી નથી !!!"

તેના હાથમાં ખાલી ખોખું જોઇ પહેલાએ કહ્યું, "ખોખું છે ને ? તો એકાદ કાંડી મારા ગજવામાં પણ હશે !"

પછી એક ચીજ બહાર કાઢી, બીજી ખોલી જોઈ, વળી બધું પાછું ખીસામાં નાખી, બધા ચાળા કરી અંતે એક કાંડી બહાર કાઢી.

બન્નેના ગજવામાં ખોખાં તેમજ કાંડીઓ હતી; પણ કરકસરના કારણે પેટી ખોવાઇ ન જાય એટલા

માટે બંને જણ ખાલી ખોખું અને ફૂટી કાંડીઓ ગજવામાં રાખતા થયા હતા.

'અલ્યા, પણ એક જ કાંડી છે, તેમાં બંનેની બીડીઓ સળગવી જોઇએ. આવ જરા નજીક તો આવ !"

તે એકદમ હોશિયારીથી બીજાની પાસે ગયો. બન્નેએ પોતપોતાના મોંમાં બીડીઓ પકડી એક હાથનો પડદો કરી કાંડી સળગાવી. બંને બીડીઓ સળગી અને બીડીનો પહેલો દમ ખેંચતાની સાથે જ—

બન્નેની નજર સામે ગઈ !

'ઓ રામ રે !'

તે દુકાનનો શેઠ રોકફેલર ચાલતો ચાલતો દુકાનમાં આવતો હતો.

હવે બીડી કેમ પીવાય ?

એકે પોતાના હાથમાં ને હાથમાં બીડી ઓલવી નાખી હાથ સહેજ દઝાવાથી તેણે જીભ સહેજ બહાર કાઢી, અને હોલવેલું બીડીનું ઠોઠું તેણે ગજવામાં નાખ્યું. બીજાને આ બધું સૂઝ્યું જ નહિ.

તેણે ઉતાવળમાં બીડી નીચે ફેંકી દીધી અને પોતાના પગરખાથી તે હોલવી નાખી. તે હોલવેલી બીડી ઉપર ઊભો રહીને જ દુકાનમાં પ્રવેશ કરતાં શેઠને તેણે નમસ્કાર કરી પૂછ્યું, "આપની દુકાનમાં એક માણસની જરૂર છે ને ?"

# કોથમીરીનાં તરણાં

[૧૧]

હું કાંઈ ઘણા પ્રાચીન કાળની વાત કહેવા નથી બેઠો. ગઈ ભાઈબીજની જ વાત કહું છું.

ભાઈબીજને દિવસે સાંજના સાત સાડાસાત થયા અને દ્વારકાબહેનના પતિરાજ ઘરમાંથી બહાર નીકળ્યા.

દ્વારકા બહેન ત્યાં જ ઊભાં હતાં. તેમણે સહેજે પૂછ્યું, "હમણાં ક્યાં જાઓ છો ?"

"આપણા ભાઇસા'બ આવવાના છે ને, એટલે એમના પાછા જતાં સુધી હમણાં જરા બહાર જઇ આવું."

કોઈ જગાએ ઝગડો થાય તો વિચાર આવતાંની સાથે મકાન ફેરવીને આપણે બીજી જગાએ જઈ શકીએ છીએ પણ પોતાના જ સગાંવહાલાં સાથે ઝગડો થાય ત્યારે મન જ ઝખમી થાય છે! પછી આપણે ગમે તેટલું સાંધવાનો પ્રયત્ન કરીએ, અને સામો પક્ષ અણનમ રહે, તો ખાલી નિસાસા મૂકવા સિવાય આપણે શું કરી શકીએ? મનનો જખમ એમને એમ રહે છે અને અંતરની વેદના અંતરમાં જ સહેવી પડે છે.

દ્વારકા બહેન આજ સાત આઠ વર્ષ થયાં આમ પીડાતાં હતાં. દિવાળી આવી એટલે તેમનું મન અધીરું થવાની સાથે દુ:ખી પણ થઇ જતું!

દ્વારકા બહેને એક મોટો નિસાસો મૂકયો. અને ઠાકોરજીની આગળ ઘીનો દીવો કર્યો. સાથે જ સાથે દ્વારકા બહેનના પતિરાજ પણ ખેસ લપેટતા લપેટતા બહાર નીકળ્યા.

દ્વારકા બહેનની એક છોકરીએ પૂછ્યું;

"સાચેજ બા, આજે મામા આવવાના છે?"

"હા આજે આવશે."

"પણ બા, વરસમાં એક જ વાર આવે છે તોપણ મામા બોલતા કેમ નથી?"

"તેની મરજી, આપણે શું કરીએ? આપણા ઋણાનુબંધ એટલા અને એવા હશે! વર્ષનો આ દિવસ ઉજવવા તે અહીં આવે છે, એ કાંઈ ઓછું છે?"

આ બોલતાંની સાથે તેમનું હૃદય ભરાઈ આવ્યું. તેમણે નાકમાં નથ પહેરી ઠાકોરજીને હળદર કંકુ ચડાવ્યાં, અને પોતાને કપાળે ચાંલ્લો કરી, કંકુની દાબડી હાથમાં રાખી દુ:ખી હૃદયે ઊભાં રહ્યાં.

દ્વારકા બહેન ઉમ્મરે પચ્ચાસની આસપાસ હતાં. સુંદર બાગ ઉપર સૂર્યનાં આથમતાં કિરણો જે એક જાતનું ઝાંખુ છતાં જીવતું તેજ પાથરે છે, તેવું જ દ્વારકા બહેનનું દર્શન દરેકને થતું! તેમની સાત્ત્વિક મૂર્તિ, પ્રેમાળ મુદ્રા, મુદ્રા ઉપરનું સાત્ત્વિક તેજ, રેતિયા કોરવાળી રેશમી સાડી, શરીર ઉપર ઘરેણાંનો વૈભવ

બધુંય દ્વારકા બહેનને શોભતું હતું, અને સાથે સાથે દ્વારકા બહેન પણ આ વૈભવને શોભાવતાં હતાં !

ઘરેણાં સુંદર તો ખરાં જ ! પણ કેટલાક માણસોના શરીર ઉપર ઘરેણાં જોઇને મન દુઃખી થાય છે, અને કેટલાક માણસોના શરીર ઉપર તો, તેમનો જન્મજાત હક્ક ન હોય તેવાં લાગે છે.

બસ, વર્ણન કરવાની મારી મર્યાદા આટલી જ છે. વધુ વર્ણન આપવા માટે શબ્દો ક્યાંથી લાવું ? જિંદગીની સાત્ત્વિક તપશ્ચર્યામાં તેમણે સંસાર ચલાવ્યો, તેથી તેમની દેહમૂર્તિ જે સૌંદર્યથી દીપી ઊઠી હતી; તેનું વર્ણન શી રીતે થાય ?

ટૂંકાણમાં ચિત્રમાં ચિતરેલી લક્ષ્મીદેવી ચિત્રરૂપ મૂકીને ઘરમાં હરેફરે છે, એમ તેમને જોઇને લાગતું !

દ્વારકા બહેનની બીજી બે છોકરીઓ ત્યાં પાંચીકડા રમતી હતી. બંનેએ પોતાની રમત એકદમ બંધ કરી, ઝટ લઇને પાંચીકડા પોલકાના ગજવામાં નાંખીને ગંભીર થઇ તેઓએ માને કહ્યું:

“બા, બા, મામા આવે છે,” અને બંને માને વળગીને ઊભી રહી !

લગભગ ત્રીસ બત્રીસ વર્ષના મામા બે મિનિટ પછી ઘરમાં આવ્યા. બહેન પાસે ભાઇ આવેલો, પણ ચહેરા ઉપર કેટલું ગાંભીર્ય ! ગાંભીર્યના અભિનય પાછળ

સંતાએલો સુખનો અહંકાર કે શું! મામા આવ્યા તે મોં લૂછતા જ આવ્યા અને વગર બોલ્યે શેતરંજી ઉપર બેસીને એક બે બગાસાં ખાધાં.

દ્વારકા બહેને એક વાર તેમના તરફ તાકીને જોયું, અને પછી પોતાની દીકરીને કહ્યું:

"કમળા, પાટલો નાખ તો."

કમળાએ પાટલો નાખ્યો. મામા આવી પાટલા ઉપર બેઠા. દ્વારકા બહેને દીવાથી ઓવારણાં લીધાં, પણ મામાનું લક્ષ બીજે જ હતું. દ્વારકા બહેને પાંચ દશ સેકંડ રાહ જોઇ, પછી ઓવારણાંનો દીવો ઠાકોરજીના આસન આગળ મૂકયો.

ઓવારણાં સાથે ભાઇબીજની ભેટ પોતે થાળીમાં મૂકવાનું ભૂલ્યા, તે મામા સાહેબને સમજાયું. તરત જ ત્યાંથી ઊઠી ઠાકોરજી આગળ મૂકેલી થાળીમાં તેમણે પાંચ રૂપીઆ નાખ્યા અને પાછા આવીને શેતરંજી ઉપર બેઠા.

કમલાએ એક રકાબીમાં ફરાળ લાવી આપ્યું. તેમાંથી ઘુઘરાનો એક ટુકડો ભાંગી મામા સાહેબે મોંમાં મૂકયો અને પાણી પીને તે તરત જ જવા માટે ઊભા થયા. એક ક્ષણ માત્ર જ ભાઇ બહેને એકબીજાની સામે જોયું અને ભાઈ ઘરમાંથી બહાર નીકળ્યા.

ઘરમાં ઘૂસેલો સાપ સળવળાટ કરતો બહાર નીકળી

જાય, ત્યારે ઘરના માણસને જે હળવાપણું લાગે છે, તેવું જ મામાના ગયા પછી દ્વારકા બહેનના ઘરમાં થયું. તરત જ કમળાએ થાળીમાંના પાંચ રૂપીઆ ખખડાવીને ગણતાં કહ્યું:

“આ ફેરે તો મામાએ પાંચ રૂપીઆ ધર્યા છે! દર વર્ષે તો રૂપીઓ જ નાખે છે!”

“જે હોય તે મૂકી દેજે.” એમ કહી દ્વારકા બહેન ત્યાં જ ઠાકોરજી આગળ આડાં થયાં, ત્યાં તેમના પતિરાજ ઘરમાં આવ્યા.

“કેમ, બંધુરાજ ગયા કે?”

દ્વારકા બહેને હસીને કહ્યું:

“હા.”

“આજે એમને કંઈ વાચા આવી હતી?”

“હવે જમવા ઊઠો. એ અપ્રિય વિષય જોઇએ જ શા માટે?”

“પણ આમ વેઠીયાવેડા કરવા હતા તો અહીં આવવા માટે કોણે દોઢ મણનો બોજો એમની છાતી ઉપર મૂક્યો હતો?”

“પણ હવે હું બસ કરવાનું કહું છું; ખલાસ!”

આમ ભાઈબીજનું નાટક પૂરું થયું પણ આનું કારણ શું?

લગભગ વીશ વર્ષ પહેલાં દ્વારકા બહેનના પિતા ગુજરી ગયા. તે પહેલાં જ તેમની માએ મૃત્યુલોકમાં પોતાનો મુકામ ખસેડયો હતો. દ્વારકા બહેનને પાંચ સાત છાંડુઓ હતા. પણ માબાપના મૃત્યુ પછી દ્વારકા બહેન અને મામા બે જ રહ્યાં હતાં. ઘરમાં એવું કશું જ હતું નહિ. તે વખતે મામા દશ વર્ષના હતા. દ્વારકા બહેનના પતિએ મામાના પિતાનો સંસાર સંકેલી લીધો અને મામાને પોતાની સાથે રાખ્યો.

દ્વારકા બહેને મામાની બાબતમાં મા અને બહેન; એ બંને ભૂમિકાઓ બરાબર સાચવી લીધી. મામા સાહેબ પણ ખૂબ હોશિયારીથી રહ્યા અને ભણ્યા. તેમનો બહેન ઉપર ખૂબ પ્રેમ હતો.

મામાનું નામ માધવરાવ.

પરીક્ષા પાસ થતાં જ દ્વારકા બહેનના પતિની લાગવગથી માધવરાવને એક સારી નોકરી મળી અને પછી થોડા જ વખતમાં એમનાં લગ્ન થયાં.

લગ્ન થતાં જ દ્વારકા બહેને પોતે જ સૂચવ્યું; ‘ઝઘડો કરીને જુદા પડવા કરતાં, તું શરૂઆતથી જ જુદું ઘર માંડ!” પણ માધવરાવે જ ના પાડી.

પણ લગ્ન થયા પછી શું થાય છે કોણ જાણે! માધવ-રાવને પોતે બહુ જ ડાહ્યા છે એમ લાગવા માંડયું. શરૂઆતમાં તેમણે જ પોતાની બહેનની નિંદા પોતાની પત્ની પાસે અને તે પણ નજીવા કારણ માટે કરવા માંડી.

આવી શરૂઆત થયા પછી જે થવાનું હતું તે જ થયું. માધવરાવની પત્ની માલતી ખૂબ જ ચડી બેઠી. ખરેખર વાવેલું બીજ કેટલું નાનું હોય છે, પણ તેનો પાક કેવો અમૂલ્ય આવે છે? તેવું જ આમના વિષયમાં થયું.

હમણાં હમણાં માલતી બહેન, કામચોરની વૃત્તિથી ઘરનું કામ કરવા લાગ્યાં, અને એવી રીતે બચાવેલો વખત આડોશપાડોશમાં ઘરની ચાડીચૂગલી કરવામાં ખરચવા લાગ્યાં!

એક દિવસે દ્વારકા બહેને આ ચાડિયાપણું જોયું અને સાંભળ્યું.

માલતી બહેન સારાં તો ખરાં જ, પણ ચિત્તને સ્વચ્છંદ ગતિ મળેલી. છતાં સ્વભાવે તો બીકણ જ. તરત જ આંખમાં આંસુ લાવી ફરી નહિ બોલું એવી કબૂલાત આપી અને દ્વારકા બહેન પતિને નહિ કહે એની પણ કબૂલાત લીધી.

દ્વારકા બહેને આ બધું શાન્તચિત્તથી સાંભળી સહન કરી લીધું.

પણ માણસમાં એક વિલક્ષણ મનોવૃત્તિ હોય છે, અનાયાસે અપરાધની ક્ષમા મળે એ પણ એને ખૂંચે છે. અને તે ક્ષમા તેને અસહ્ય લાગે છે, તેથી જ તે ક્ષમા કરનાર માણસનો દ્વેષ કરવા લાગે છે.

માલતીને લાગતું કે દ્વારકા બહેન ક્યારે પોતાના પતિને ચાડી ખાઇ જાય એનું કેમ કહેવાય?

તો આનો ઉપાય શો? મનમાં તે ગોઠવવા લાગી. પોતે જ પહેલાં પોતાના પતિના કાનમાં—

અને પછી એ જ દિવસ પછી—

"આપને પણ નવાઈ લાગશે!"

"શું?"

"જવા દો એ વાત! તમને હું જ ગાંડી લાગીશ."

"જરા આમ જો! આવું નહિ ચાલે. જે હોય તે ખુલ્લે ખુલ્લું કહી દે."

"તાત્યા (દ્વારકા બહેનના પતિને છોકરાઓ આ નામથી બોલાવતા) મારી તરફ ચમત્કારિક નજરથી જુએ છે."

આ વાક્ય માલતી બહેને એવા લટકા સાથે અભિનય પૂર્વક ઉચ્ચાર્યું કે માધવરાવ ઘૂવડની માફક જોઈ રહ્યા.

તેમને પોતાના મનમાં એવો તર્ક આવ્યો કે: 'માલતી છે તો જરા દેખાવડી, તેથી એ કહે તે સાચું પણ હોય.'

અને બીજે જ દિવસે તે દોઢડાહ્યાએ આ વાત આડકતરી રીતે બહેનને કાને નાખી અને જુદું ઘર માંડ્યું.

**જ્યાં** સુધી શરૂઆતનો સંસાર અને તેની મોહિની

હતી, ત્યાં સુધી માધવરાવને બહેનનું બહુ સ્મરણ ન થયું. પણ આગળ જતાં તેમને છોકરાંછૈયાં થયાં, અને સંસારની શરૂઆતની માદકતા નષ્ટ થઈ.

માલતી બહેનની પહેલી સુવાવડ હોસ્પીટલમાં થઇ. ઘેર વીશીનાં ટીફીન બોક્સ આવવાં લાગ્યાં. આવા પ્રસંગોને લઇને દ્વારકા બહેનની મૂર્તિ માધવરાવની નજર સમક્ષ તરવા લાગી.

વચમાં એકવાર માધવરાવ ખૂબ માંદા થયા પણ અભિમાનને લીધે તેમણે બહેનને કશા જ ખબર આપ્યા નહિ! માંદગી વધી અને માધવરાવ બેભાન થયા. થોડીવારે તેઓ ભાન ઉપર આવ્યા. પાડોશનાં માણસો કોઈકની સામે આંગળી ચીંધીને પૂછવા લાગ્યા:

"આ કોણ છે? તમે ઓળખો છો કે?"

માધવરાવે તેના તરફ જોતાં કાતર સ્વરે કહ્યું: "કોણ દ્વારકા? તને કોણે કહ્યું? તને વળી માનાપમાન શાનાં? તું મારી બહેન મારી મા જેવી છે. અલી સાંભળ્યું કે? દ્વારકા માટે એક કપ ચા બનાવ."

દ્વારકા બહેનને કશી ખબર જ નહોતી મળી, તો પછી તે આવે ક્યાંથી? માધવરાવને માત્ર એ એક ભ્રમણા જ હતી. પછી માધવરાવ સાજા થયા. આ પ્રસંગને લઇને માલતી બહેનને જણાયું કે, પોતે પતિના જીવનનો એક આધાર ઝૂંટવી લીધો છે.

ખેડૂતોમાં એક કહેવત છે, કે "મરણુ વખતે અને તોરણુ વખતે ઝઘડાઓ વિસરાઈ જાય છે." માધવરાવે એક વાત જાળવી હતી. દરેક ભાઈબીજને દિવસે તે પોતાની બહેન પાસે જતા.

આ તરફ દ્વારકા બહેનની પણુ એવી સ્થિતિ હતી. સગોભાઈ, જેને સગા દીકરાની જેમ પોતે પાળ્યો, પોષ્યો, તેને કેમ ભૂલાય?

સાત આઠ વર્ષ આમ જ અભિમાનમાં ચાલ્યાં ગયાં અને ગઈ ભાઈબીજને દિવસે માધવરાવે ભાઇ-બીજનો દર વધારીને પાંચ રૂપિયાનો કરી નાખ્યો. માધવરાવ હમણાં બને તે પ્રસંગ સાધીને દ્વારકા બહેનના ઘર પાસેથી પસાર થતા. ઘણી વખત છોકરાઓને નજરે પડતા. કોઇ કોઇ વખત દ્વારકા બહેનની નજરે પણુ પડતા.

એક બીજાને જોવાની તો ખૂબ ઇચ્છા થતી, પણુ પોતે જુએ છે તે એકબીજાને ન દેખાય એવી પણુ તેઓ સાવચેતી રાખતા.

હમણાં હમણાં આમ મળવાના પ્રસંગો વારં-વાર આવવા લાગ્યા; તેમ તેમ બંનેને પહેલાંના દિવસો યાદ આવવા લાગ્યા. એકબીજાને મળવાનો ઉમળકો તો

બંનેને હતો, પણ એકબીજા સાથે તેઓ વાત કરી શકતા નહોતા. આ તે કેવી સજા! કેવો વિચિત્ર આ જખમ? મોટાઇનો આ કેવો ઘમંડ!

એક બીજા સાથે બોલવાનું પણ નહિ?

અરે! માધવરાવ તું તો બોલ? તારો જીવનૌઘ આજે પાંત્રીશ વર્ષોથી વહે છે. કાળસમુદ્રને મળવાને હજી તારે વાર છે. તારી દ્વારકા બહેન પચ્ચીશીએ પહોંચી છે. આ તારી રાજાપુરની ગંગા ક્યારે અચાનક અદૃશ્ય થશે તેનું શું કહેવાય?

આ વિચારો માધવરાવના મનમાં શું નહોતા આવતા? તેમનું મન જ તેમને ખાતું હતું. આ પણ એક માનવી સ્વભાવ જ છે ને?

નિશાળમાં માસ્તર છોકરાને સોટી મારવા માટે હાથ આગળ ધરવાનું કહે છે. છોકરો તે ચુકવવાનો પ્રયત્ન કરે છે. તે જાણતો હોય છે કે માસ્તર સોટી માર્યા વગર રહેવાના નથી, પણ તે છોકરાની આશા ક્યાં ખૂટે છે? જ્યારે માસ્તર પોતાને હાથે જ છોકરાનો હાથ ઝાલી તેના હાથ ઉપર સોટી મારે છે. એકાદ વખત દયા આવવાથી માસ્તર મારતા પણ નથી! પણ આવું કોઈક જ વાર બને છે.

એ 'કોઈક જ વાર' આજે માધવરાવની જિંદગીમાં આવવાની હતી. કારતકના છેલ્લા દિવસો હતા. સાંજના

છ સાડા છનો વખત હતો. દ્વારકા બ્હેન હાથમાં કંકુની દાબડી લઈ મંદિરે જતાં હતાં. તેમને આજે ભાઇ બહુ જ યાદ આવતો હતો. એ સ્મરણથી તેમની ભીની થએલી આંખો લૂછી આજે તેઓ બહાર નીકળ્યાં હતાં.

તેમના પગલાં બહુ જ ધીમાં પડતાં હતાં. રસ્તામાં લગભગ અંધારું થયું હતું અને દ્વારકા બ્હેન પણ બરાબર ભાનમાં ન હતાં.

તે જ વખતે માધવરાવ મારકીટમાંથી પાછા ફરતા હતા. તે પણ કાંઇક વિચારમાં હતા. કોઇકવાર એમ બને છે કે બે બાજુથી બે માણસો પોતાના જ વિચારોમાં મગ્ન થઇને આવતા હોય છે. બિલકુલ એકબીજાની સામસામા આવીને ઊભા રહે છે. પછી ઝટ લઇને એકબીજા તરફ જુએ છે, અને પોતાના મન સાથે જ શરમાઇને એકબીજાને માર્ગ આપી, ચાલ્યા જાય છે.

તે પ્રસંગ આજે આ બ્હેન ભાઇના ભાગ્યમાં હતો. દર્શને જતાં દ્વારકા બ્હેન અને મારકીટથી પાછા જતા માધવરાવ બેઉ સામસામા મળ્યા, અને રસ્તો શાથી અટક્યો તે જોવા લાગ્યા.

“કોણ દ્વારકા?”

આંસુ પરમેશ્વરે ક્યાં રાખેલા હોય છે? માધવરાવની આંખમાં આંસુઓ ઊભરાયાં.

“કોણ માધવ!” દ્વારકા બ્હેને કરુણ સ્વરે કહ્યું.

રસ્તામાં શું બોલવાનું અને કેટલો વખત ઊભું રહેવાનું હોય!

વળી સાત આઠ વર્ષ સુધીનો એકબીજાની જિંદગીનો ખ્યાલ એકબીજાને નહતો.

તો પછી પૂછવું શું? બોલવું શું?

પણ કાંઈક તો બોલવું જોઇતું હતું ને!

આખરે માધવરાવે ખેસના છેડાથી પોતાની આંખો લુછી. તેમણે મારકીટમાં ભરેલી પેલી ઝોળી બહેન આગળ ધરી અને કહ્યું:

"દ્વારકા, તારે આમાનું કાંઇ જોઇએ?"

દ્વારકા બહેન માત્ર માધવરાવની મુદ્રા તરફ જોઈ રહ્યાં.

માધવરાવે ફરી કહ્યું:

"તારે કાંઈ જોઇએ આમાંનું?"

આસપાસ જોતાં જોતાં દ્વારકા બહેને કહ્યું:

"શાક તો ઘરમાં છે. હોય તો કોથમરીનાં બે ચાર તરણાં આપજે."

"લેને ત્યારે અંદરથી."

દ્વારકા બહેને તે થેલીમાંથી બે ચાર તરણાં લીધાં. હાથ કોથમીર લેતા હતા, પણ આંખો માધવરાવને નીહાળતી હતી. માધવ મામા ચાલ્યા ગયા તો પણ

દ્વારકા બહેન ફરી ફરીને એના તરફ જોતાં હતાં ! કેવી વિચિત્ર રીતે પ્રેમના આ ધાગાઓ ગુંચવાયા હતા ?

બંને જણ એમ ને એમ ચાલ્યા ગયા.

તે રાત્રે માધવરાવને ખૂબ શાન્ત ઊંઘ આવી.

તે સાંજે દ્વારકા બહેને પોતાની છોકરીને કહ્યું: "કમુ, આજે દાળમાં ચાર કોથમીરનાં તરણાં નાખજે. જો, એ સામે ઠાકોરજી પાસે પડ્યાં છે. તારા મામાએ આજે રસ્તે મળતાં આપ્યાં છે."

"સાચે જ !"

અને બીજે દિવસે સવારે—

"દ્વારકા બહેન, એક કપ ચા વધુ બનાવજે. તારો ભાઈ આવ્યો છે. તારે બારણે—!"

## ગોવિંદ

[ ૧૨

"**આ**લો ત્યારે તમે શું પગાર લેશો?"

"ખાધા ખરચી ઉપરાંત મહિને દશ રૂપિયા."

"દશ રૂપિયા? આજની સ્થિતિમાં દશ રૂપિયા લાવવા ક્યાંથી? તમે આવા મોટા મોટા આંકડા બોલવા રહેવા દો. તમને નાટક કંપનીનો બહુ અનુભવ હોય તેમ દેખાતું નથી. વળી પગારના મોટા મોટા આંકડા ઠરાવ્યા તેથી વળ્યું શું? અમારે ત્યાં બીજાની માફક નથી. મહિને મહિને પગાર ચૂકવાય. જુઓ ત્યારે, મારી પાસે વધુ રકઝક કરવાનો વખત નથી. તમને મહિને સાત રૂપિયા આપશું, સમજ્યા? ઠીક લાગે તો રહી જાઓ. વળી જુઓ, તમે અમને ઉપયોગી છો એમ લાગશે તો દશ પણ અમે તમને કરી આપીશું, થયું?"

તેણે એકવાર આસપાસ જોયું. પાથરેલી જાજમ, ગાલીચા, તકિયા, પાનસોપારીના ડબ્બા, સીગારેટના ખોખાં, અને બધું એશઆરામી વાતાવરણ!

તેણે વિચાર કર્યો, કે ખાતાં પીતાં સાત રૂપિયા. વારુ એક બે રૂપિયા ખીસા ખરચીમાં જોઈશે. પાંચ રૂપિયા ઘેર મોકલીશ.

તે કંપનીમાં નોકર રહ્યો. પણ—

થોડા દિવસો બાદ એ એક પત્ર લખતો હતો.

પૂજ્ય માતુશ્રીને ચરણે,

"સાષ્ટાંગ નમસ્કાર સાથે લખવાનું કે આજ તને મૂકીને ગયાને છ માસ થયા. છ માસમાં હું તને એક કોડી પણ મોકલી શક્યો નથી. પણ શું કરું? છ મહિનામાં એક પૈસો પણ મારે હાથ આવ્યો નથી. લગભગ બધાના જ પગાર ચડ્યા છે, એવી ફરિયાદ રોજ સાંભળું છું. કોઈને પૈસા મળ્યા નથી એટલે મેં પણ હજુ માગ્યા નથી. મને લાગે છે કે માલિક પોતે જ સમજીને પૈસા આપશે, તેથી હજુ સુધી મેં માગ્યા નથી. જોઈએ શું થાય છે? પહેરવાનાં બધાં જ કપડાં ફાટી ગયાં છે, છતાં એમ ને એમ વાપરું છું. મા, તેં "પૈસા મોકલું?" એમ કાગળમાં પૂછાવ્યું હતું, પણ એવું ફરી લખતી નહિ. પૈસા તો મારે તને મોકલવાના હોય, તારે મને નહિ. હું તારો કમાતો દીકરો છું ને? વળી અમારા માલિક સારા માણસ છે. મને લાગે છે કે આવતે મહિને નવો ખેલ બહાર પડશે, એટલે અમને બધાને પૈસા મળશે. માલિક બધા જ પૈસા એક સામટા આપી દે તો રજા મેળવી, તને મળવા જ આવવાનું મન થાય છે. કાગળ મોકલવો હોય ત્યારે કવરમાં મોકલજે. જો કે એવું કાંઇ ખાસ નથી, પણ અમારા માલિકને બધાના કાગળ વાંચવાની ટેવ છે. એજ"

તારો ગોવિંદ

કંપનીનો નવો ખેલ બહાર પડયો. માલિકની અપેક્ષા પ્રમાણે આવક ન થઈ. ખૂબ પૈસા મળશે એ આશાએ તેણે પુષ્કળ કરજ કર્યું હતું. આવક ન થવાથી તે ખૂબ ખીજાયો. કોઈ પણ નોકર પૈસા માગવા જાય તો "જોઇએ તો નોકરી છોડી ચાલ્યા જાવ, હાથમાં પૈસા આવશે ત્યારે આપીશ" એમ તે કહેતો. એવી સ્થિતિમાં પૈસા કોણ માગે?

ગોવિંદને આ કંપનીમાં જોડાયે અગિયાર માસ થયા હતા. હજી એને એક પૈસો પણ મળ્યો નહોતો. કપડાંના ચીથરાં થયાં હતાં, પણ એક માના કાગળ સિવાય, પગાર ન મળવાની ફરિયાદ એણે ક્યાંય કરી ન હતી!

અંતે તેણે ઠરાવ્યું, કે આવી રીતે નોકરી કરવાનો કાંઇ અર્થ નથી. કપડાંનો ફાટેલો ભાગ ઢાંકતો ઢાંકતો માલિકની સામે આવીને એ ઊભો રહ્યો, ને બોલ્યો:

"હું ચાર દિવસ ઘેર જઇ આવું?"

"ક્યારે જશો?" માલિકે રૂવાબમાં જ પૂછ્યું.

"કાલે."

"ભલે, જાવ, મજા કરો!" માલિકે કહ્યું અને તે ઊંઘવા ચાલ્યો ગયો.

બીજે દિવસે બિછાનું હાથમાં લઇ તે માલિક સામે જઇને ઊભો.

"હું જાઉં છું."

"ઠીક."

તે પાંચ મિનિટ એમ ને એમ ઊભો રહ્યો. હવે એ પૈસા માગશે એ કલ્પનાથી શેઠે મોં છાપા આડું સંતાડ્યું, અને સિગારેટનો ધૂમાડો કાઢવા લાગ્યો.

એક મિનિટ તે પોતાની ઉચ્ચ ભૂમિકાથી નીચે ઊતર્યો. તેને લાગ્યું કે પૈસા માગું. તે ખૂબ ખીજાયો હતો પણ તેને તેની માનું સ્મરણ થયું. તેણે પૈસા માગવાને બદલે શેઠને નમસ્કાર કર્યાં.

નમસ્કાર! નમસ્કાર શાનો? તે તો ઉકળતું તેલ હતું! શેઠે તે પણ પચાવ્યું, અને જલદી પાછા આવજો એમ કહી તેણે આળસ મરડી.

નાટકીય વૈભવમાંથી બહાર પડતી વખતે જતાં જતાં પોતાનાં ફાટેલાં કપડાં સાચવી લેતાં તે એવું દયામણું—ખીજ અને ઉપહાસ ભરેલું, હાસ્ય હસ્યો, કે જાણે તે કહેવા માગતો હતો, "આજ અગિયાર મહિના થયા. એક પાઈ પણ પગાર ખાતે નહિ! એક અક્ષરથી તેનો ઉલ્લેખ પણ નહિ! બીજા લોકો માગે છે, ત્યારે ગાળો દે છે પૈસા ખાઇ જાય છે. એવું બધું ચાલે છે. પણ મારે સવાલ જવાબ કરવા નહોતા. પાંચ મહિનાથી ફાટેલાં કપડાં પહેરી એમની સામે ફરું છું. આજે અગિયાર મહિના થયા. મને લાગ્યું, શેઠ આજે શરમાશે, કાલે શરમાશે, પણ આજે તો હદ થઇ. તે શરમાતા નથી

એમ જોઈ હું જ શરમાયો. અને આ મૃગજળમાંથી આજે બહાર પડી રહ્યો છું."

ફરી તેણે બગલમાં ઝાલેલું :બીછાનું વ્યવસ્થિત ઓઢવ્યું. સહેજ ભીની થએલી આંખો લૂછી નાખી, અને તે નોકરી છોડી બહાર નીકળ્યો.

"મંગળવાર, કેસરી એક એક આનો !"

ફેરિયો રસ્તા ઉપર સાદ પાડતો હતો. તેણે ખાદીનું સ્વચ્છ પહેરણ પહેર્યું હતું, અને બગલમાં છાપાની થોકડી રાખી, તે મોટે સાદે બોલતો હતો.

તે જે નાટક કંપનીમાં હતો, તે કંપનીનો ઉતારો તેની જ બાજુમાં હતો.

નાટકના ધંધાની ચર્ચા કરતાં અનેક સામાહિકો હતાં, એટલે નાટક કંપનીમાં 'કેસરી' કોણ વાંચે ? પણ કંપનીના નાટકના પુસ્તક માટે કેસરીમાં અભિ-પ્રાય છપાયાનું સાંભળ્યું હતું, તેથી પેલા છોકરાને બોલાવવા તેણે કહ્યું.

તે ઉપર ગયો. શેઠે તેની પાસેથી 'કેસરી' લીધું. અને સહેજે તેનું લક્ષ તેના ચહેરા તરફ ગયું, અને એકદમ ખીજાઈને એણે કહ્યું.

"કેમ અલ્યા ગોવિંદ, હમણાં આ ધંધો કરે છે?"

"હા." તેણે નીચે જોઈ કહ્યું.

"બદમાશ!" માલિક ઘુરકયો.

"અમારી કંપની મૂકી દેવી હતી તો સીધી વાત કેમ ન કરી, હરામખોર! નોકરી મૂકવી હોય તો એક મહિનાની નોટિસ આપવી પડે છે એ કાયદાની તને ખબર નથી?"

સાચે જ ગરીબ, ગરજુ અને સાચો માણસ કદી કાયદા મુજબ વર્તતો નથી.

પોતે આટલું બોલ્યો તે છતાં એ સામે ગાળ પણ દેતો નથી, એ જોઇ માલિક વધુ ખીજાયો. તેણે એક નોકરને બોલાવીને કહ્યું.

"અહીંથી એને કાઢી મૂક!"

"કેસરીનો એક આનો આપો છો?" જતાં જતાં દયામણી મુદ્રા કરી એણે કહ્યું.

"જા હરામખોર, નથી આપતો તારા કેસરીના પૈસા. સાલાઓ, તમે નોકરી છોડીને ચાલ્યા જાઓ, તેથી અમને કેટલું નુકશાન થાય છે! ભાગ, અહીંથી."

તે મૂંગે મોંએ નીચે જોઇ ચાલવા માંડયો.

**મા**લિકની બાજુમાં કંપનીના કવિ બેઠા હતા. તે ઊઠયા અને તે છોકરા સાથે દાદરો ઊતર્યા. દરવાજા પાસે આવતાં જ તેણે એક આનો કાઢી છોકરાના હાથમાં

મૂકયો, પણ છોકરાએ તે પાછો આપ્યો.

"ના, ના તમે શા માટે આપો છો? કાલથી હું આ બાજુ છાપાં વેચવા જ નહિં આવું."

"કેમ અલ્યા, તારો કેટલા મહિનાનો પગાર બાકી છે?"

"આપ્યો જ છે કોણે? આખી નોકરીનો બાકી છે."

"પણ તું તો ત્યાં કાંઈ બોલ્યો નહિ."

"ગમે તેમ પણ મેં એનું અન્ન ખાધું છે."

"અલ્યા પણ તને કાંઈ મફત થોડું જ ખવરાવ્યું છે? તારી પાસે મહેનત કરાવી છે."

"પણ અન્ન પરબ્રહ્મ છે સાહેબ! ને અન્નદાતા સાથે વાદવિવાદ ન કરવો એવી મારી માની શિખામણ છે!"

કવિ તેના તરફ જોતા જ રહ્યા. તેમને લાગ્યું; કે આના ઉપર એક સુંદર વાર્તા લખી શકાય. એક નાની નવલકથા કે નાટક પણ!

પણ તરત જ તેમને ચીડ ચડી. "માણસમાં આટલી નબળાઈ શા કામની? આવા બદમાશ બેશરમ શેઠાણી—"

એટલામાં ઉપરથી માલિકની હાક આવી. "ઓ કવિરાજ, આ અહીં ઠંડી થાય છે."

તે છોકરો ભૂલાયો, વિચાર ભૂલાયા. હસતા હસતા, શેઠ પાસે ગાલીચા ઉપર બેસી ચાનો પ્યાલો હોઠે લગાડી કવિરાજ બોલ્યા.

"આ ચામાં થોડી ખાંડ જોઈશે."



# સુબોધ ગ્રંથાવલિમાં પ્રગટ થયેલાં પુસ્તકો

•

**વીર દયાલદાસ**

લેખક : શ્રી. નાગકુમાર મકાતી.

: પ્રસ્તાવના લેખક :

શ્રી. રમણલાલ વસંતલાલ દેસાઇ

કિં. ૧-૮-૦

•

**બેઠો બળવો**

લેખક : શ્રી. જયભિખ્ખુ

: પ્રસ્તાવના લેખક :

શ્રી. દયાશંકર ભ. કવિ.

કિં. ૧-૦-૦

•

**મગધરાજ**

લેખક : શ્રી. જયભિખ્ખુ

રાજા બિંબિસારના જીવનની એક સુંદર નવલકથા

કિં. ૧-૮-૦

સુંદર દ્વિરંગી જેકેટ